ૐ

# શ્રીરામસુયશ માનસર

# તત્વતરંગિણી

અર્થાત

## શ્રીરામાયણનું સારરૂપ સંક્ષિપ્તવર્ણન

સરળ કાવ્ય શૈલીમાં.

શુભસ્વસ્થાન પોરબંદરના નેકનામદાર દાનવીરેન્દ્ર
મહારાણાશ્રીના ઉદાર આશ્રયથી
રચીને પ્રસિદ્ધ કરનાર,

**કવિ જયસિંહ દયારામ બ્રહ્મભટ્ટ, મહેસાણા.**



પ્રત ૫૦૦. સંવત ૧૯૮૬.
આવૃત્તિ ૧લી. સને ૧૯૩૦.

અમદાવાદ—ધી "ડાયમંડ જ્યુબિલી" પ્રિન્ટિંગ પ્રેસમાં
પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું.

કિમ્મત ૧-૮-૦.




## દોહરો.

રામ સુયશ રસ માનસર, તત્વ તરંગિણિ તીર ॥
રળશે ગુણ મુક્તા રહી, સજજન હંશ શરીર ॥ ૧ ॥

# વિજ્ઞાપ્તિ.

પ્રણય પ્રકૃતીનો પ્રેરિત કાવ્ય કળાધર કઇ વેળાએ કઇ રસમસ્તીમાં મસ્તાન રહે છે તે કળી શકવા તેનુંજ હૃદય સમર્થ છે. જુઓ ! આદ્ય કવિશ્વર વિરચિત આદ્ય રામાયણની સ્મારક સંસ્થા મહાત્મા કવિશ્રી તુલશીદાસજીએ સુરસંવત પ્રાકૃત ભાષા શૈલીમાં અધિકાંશે ઉજવી, અને એજ સંસ્થા વિવિધ વૃત્તોમાં એજ શૈલી વડે રસિકબિહારી કવિએ રામરસાયણરૂપ મિષ્ટ રસમાં ઉજવી, ઉત્તરોત્તર અનુકરણ વર્ણનમાં હકીકત તો એક સરખીજ છે. પરંતુ રસાલંકૃત ભાષા સ્વાદ ભિન્ન ભિન્ન માલુમ પડે છે, તદ્ ઉપરાન્ત ગિર્વાણનો ચમત્કાર તો અગમ્યજ છે, વિશેષમાં કહેવું જોઇશે કે-ઉપરોક્ત ઉભય કવિશ્વરોની ભાષા શૈલી તો એક સરખીજ છટાદાર માલુમ પડે છે, પરંતુ કથન મિષ્ટતા ભિન્ન ભિન્ન છે, નૈપુણ્ય ન્યાય પરંપરાએ અખિલ વિશ્વ અનુકર્ણિકજ છે, જેને જે હકીકત ગમી તેજ તેના હૃદયમાં રમી, પાંણીનો અને વાંણીનો થાહ નથી, તેમ ઔષધી અને કાવ્યની કિમ્મતનો પણ પાર નથી. સમય સંકોચને લઇ વિસ્તરિત વર્ણનને લાંબું લપસિંદર લેખી વર્તમાન સમયના વસ્તૂ ગ્રાહકો મતલબ માગે છે, એટલે કે-ટુંકી હકીકત તાત્કાળિક લક્ષમાં લેવાય છે, માટે તાત્પર્ય સીમા સાચવવાના હેતુમાં કલ્પના સૃષ્ટીનો કર્તા કાવ્ય કુશળ હોઇ સકારણ હાર્દિક સ્નેહને વશ થઇ ઉક્તીની સીમા ઉલંઘી જાય પણ ભાવાર્થ અર્થાત તાત્પર્યની સીમા તો નજ ઉલંઘે, એટલે કે તાત્પર્ય સાચવ્યું તો તમામ વિષય સંબંધ સચવાયેલોજ ગણાય છે.

શરૂમાં સેવકને "શ્રી મહાવીર સુયશમાળા"નો પ્રબંધ લખવાની શ્રદ્ધા ઉત્પન્ન થઈ હોઈ તેનું સંક્ષિપ્ત પ્રસ્તવન ઉપોદ્‌ઘાતરૂપે વર્ણવેલ છે, ઉપરોક્ત પ્રબંધમાં માત્ર શ્રી હનુમાનજી પૂરતુંજ પ્રાક્રમ વર્ણવેલ હોઇ તે વર્ણનના અંગે જે જે હકીકત સાલગ્ય થઇ તે તે હકીકત ગોઠવાઈ છે, પુનઃ "શ્રી મહાવીર મોજમુક્તાવળી"ના પ્રબંધમાં પૃષ્ઠ ૧૮૬

("વૃતાન્તપુર્વ યાચકતણું, સિયને સ્મરણ કરાવિયું") ચોવીસમા છપ્પયની છેલ્લી તુકના કથનાનુસાર તે પુર્વની શ્રી રામાયણની તમામ હકીકત સાર રૂપ લખવાની અડગ શ્રદ્ધા સેવકના હૃદયમાં જામવાથી જેટલો સમાવેશ કરવા સવડ થઈ તેટલોજ સમાવેશ કરી શકાયો છે, ઇત્યાદી સમગ્ર સળંગ પ્રબંધ સુજવાનું કારણ શ્રી મહાવીર સુયશમાળાના પ્રબંધનો ઉપોદ્ઘાત લેખ પ્રિય પાઠક મહાશયોને જરૂર પઠન કરવાથી જાહેર થશે, આ પુસ્તક પૈકી વર્ણવવો ધારેલો અપુરિત સારાંશ આ પુસ્તકથી અતિરિક્ત હવે પછીની આવૃતીમાં સપુરિત થશે.

ચાલુ સાલના મહા શુદ ૧ ને શનીવારે, દિવ્ય દયાળુ દાનવીરેન્દ્ર નેક નામદાર મહારાજા મહારાણા શ્રી **નટવરસિંહજી સાહેબ બહાદુરના** પવિત્ર દર્શનાર્થે હું દર્શનાભિલાષી શુભ સ્વસ્થાન પોરબંદર ગયો હોઈ છઠ્ઠે દિવસે હજુરશ્રીની રૂબરૂ સલામ થતાં આશિર્વાદાત્મક ગુણાનુવાદરૂપ કાવ્ય સંભળાવ્યા પછી સેવકે સ્વહસ્ત લિખિત સદર પુસ્તક પ્રસિદ્ધાર્થે સવિનય અર્જ કરીને ફરમાન મુજબ સપ્તં વિભાગ "શ્રીમહાવીર સુયશમાળા" પૈકી (પૃષ્ઠ ૧૬૭) અશોક વાટિકામાં શ્રી સીતાજી સમીપ શ્રી હનુમાનજીએ શ્રીરામનામ અંકિત સુવર્ણ મુદ્રિકા અશોકપરથી નીચે નાંખી તે સમયનો થોડોક ભાગ સંભળાવી સુવિદ્યોત્તેજક દાનવીરેન્દ્રની સપ્રસન્ન દયા દૃષ્ટીથી પ્રાપ્ત થયેલ આકાંક્ષિત શુભાશ્રયને સાદર શિષ્યાવંદ્ય કરી મહા ભાગ્ય માન્યું છે. અને તે પ્રમાણે સદરહુ પુસ્તકનું કદ રાખીને તાત્કાળિક પ્રસિદ્ધીમાં મૂકવા આનંદનો વેગ વધવાથી શ્રદ્ધાપૂર્વક વર્તમાન કાર્ય નિમિત્ત પ્રારંભમાં હું સેવક સામિલ થયો છું, આ જમાનામાં એવા દાનવીરેન્દ્ર સુપાત્રના કાર્યની કદર કરે તે તે કથનો સુપાત્રએ સાચેસાચ સુવર્ણના અક્ષરોથી અંકિત કરવા સમાન સમજી સારી રીતે વર્ણવવાં સંભવે છે. એ ન્યાયે સેવકે "સમર્પણ પત્રિકાની કાવ્ય કુસુમાવળીમાં પહેલા કવિત્તને મથાળે પ્રથમોક્તી લખી છે.

વિશેષમાં પ્રસંગોપાત કહેવું જોઇશે કે—જેમ વિશ્વના સર્વોત્તમ

કુદ્રતી વૈભવરૂપ માન સરોવરના મનોહર કિનારે મુક્તાફ્ળ ચુગનારાં સુપાત્ર હંશ પક્ષિઓને ઉડાડી મુકવાવાળા તેજદ્વેષી કે વિઘ્નસંતોષી તળાવટોયા શ્રી વિશ્વેશ્વરે નિર્માણ કર્યા નથી, તેમ અહીં શુભ સ્વસ્થાન પોરબંદરના દાન માનસરના મહામાંગળિક મનોહર કિનારે પણ મૉજ મુક્તાફ્ળને મેળવનારા સુકવિ રૂપ હંશ મંડળને નસાડી મુકવાવાળા તામસી અસજ્જન તળાવટોયારૂપ કોઇ પણ વ્યક્તીને શ્રી જેઠવાવંશ વિભાકર મહારાણા **શ્રીનટવરસિંહજી સાહેબ બહાદુરે** નિર્માણ કરેલ નથી, સાચેસાચ એ સુકવિઓનાં સદ-ભાગ્યની મહા માંગળિક નિશાની છે, પરંતુ કવિઓએ એટલું તો જરૂર ખ્યાલમાં રાખવું જોઇશે કે-"ઉત્તમો માન મિચ્છંતિ", એ સુત્રને મુકી દઇ "અધમો દાન મિચ્છંતી" એજ સુત્રને વળગી રહેવું તે સર્વથા સુકવિઓ માટે શોભાસ્પદ નથી. દાનવીર અને યાચકની શ્રદ્ધા પોતપોતાને મુકામે સચવાઇ રહેવા સારૂ પ્રથમ યાચકેજ પોતાની યોગ્યતા જાળવવાની જરૂર છે, ધન્ય છે એવા દાનવીરેન્દ્રોને કે-જેઓએ દાન માનસર સદાને માટે સુપાત્રો સારૂ ખુલ્લાં મુકયાં છે, અને તે રાજ્ય હાકમોને પણ ધન્ય છે કે-જેઓ એવા દાન જળાશયોની આડે આવતા નથી, દાના સ્વભાવના રાજાના હાકમો પણ દાના સ્વભાવના હોવા જોઇયે એ ન્યાયે કાવ્યોક્તી યથા કવિત્ત;

શ્યાના દિલ દાના મહારાના નટવરસિંહ,
જેઠુવા ઘરાનામેં જવાહિર જુરાનાહૈ ।।
મંદર મૃયાદકા મહેન્દ્ર પોરબંદરકા,
સુંદર સમંદર લહેર લક્ષ લાના હૈ ।।
હોંશિયાર હાકમ સુરાજકે હિતેષી જાકે,
પ્રજા પરિતોષક યોં પંચમેં પ્રમાના હૈ,
પરમ પ્રતાપ સો પ્રતાપ દેવ દેવ જૈસા,
માંનક સા માંનક જો મનકા મિલાના હૈ ।। ૧

ઉપરોક્ત દાનવીરેન્દ્ર નેક નામદાર મહારાણાશ્રીએ સેવકનું વર્તમાન સુકાર્ય પ્રસિદ્ધીમાં મુકાવવા સેવકને જે મહાન શુભાશ્રય સમર્પણ કર્યો છે તે માટે સેવકે સેવકની સુક્ષ્મ સેવારૂપ તેઓ નામદારની સમ્પુર્ણ રાજ્યશોભાવાળી મહા મનોહર છબી, સમર્પણ પત્રિકા સાથે તેઓ નામદારના સુવિદિત મુબારક નામથી યશાઙ્કિત કરી હોઇ તેઓ નામદારના ધર્મ રાજ્યમાં મહામાંગળિક અમુલ્ય નૂતન વધાઇ ચિરઃસ્થાઇ સ્વરૂપ પ્રગટપણે પ્રસરે એવી પ્રાર્થના શ્રીસચ્ચિદાનંદ જગતનિયંતા પ્રત્યે પ્રેમપુર્વક પ્રારંભી છે, આશ્રયદાતાનું મુબારક નામ સુપાત્ર આશ્રિતે આશિર્વાદાત્મક ગુણાનુવાદ સહીત પ્રસિદ્ધીમાં મુકવું એ ન્યાએ સનાતનથી સુપાત્ર આશ્રિતો પોતાનો ધર્મ સાચવતા આવ્યા છે, એટલે આ સેવકે એમાં કાંઇ નવી નવાઇ જેવી વિશેષતા કરી નથી, પરંતુ પોતાનો સેવા ધર્મ સાચવ્યો છે.

વિશેષે આશ્રયદાતાના પ્રસંગે એ પણ કહેવું ઉચિત છે કે-મહિકાંઠા એજન્સીના આંબલીઆરા તાલુકાના નેકનામદાર દરબાર **શ્રી કેશરીસિંહજી સાહેબ બહાદુરે** મ્હારા લગ્ન પ્રસંગે રૂ. ૫૦૦) અંકે પાંચસો રૂપીયાની મહાન મદદ કરેલી તે હું જીંદગી સુધી પણ કેમ ભુલું ? યોગ્ય સ્થળ જાણી અહીં એ હકીકત પણ કાવ્ય રૂપે પ્રદર્શિત કરૂં છું.

**યથા કવિત્ત.**

આદ્ય બજવાયે વાદ્ય મેરે ઘર ઉત્સવકે,
સો પ્રતાપ અમૃત નિગાહ રાવરીકો હૈ ॥
"ચારસો રુપૈયા" બખસાયે ચહુવાન ભાન,
મહા ફલ દીન્હો મેરી અલ્પ નૌકરી કો હૈ ॥
ગરિબ નિવાજ ગઢ આંબલકે રાજ ધન્ય,
સ્વાલ જયસિંહ યહ લાલસા ભરી કો હૈ ॥
પર્મ શ્રદ્ધા યુક્ત રુણ મુક્ત બનવે કો મન,
મેરે તો ભરોસો કેહરી કો કે હરી કો હૈ ॥ ૧

## દોહા.

'સૌ રુપિયા" યહ સ્વાલપેં, ઉત્તમ દિયો ઇનામ ॥
રીઝયો રાજા કેશરી, કીન્હો મેરો કામ ॥ ૨

એ પ્રમાણે શ્રીહરિની કૃપાવડે દરબારશ્રી **કેશરીસિંહજી સાહેબ**ની કૃપા થવાથી મ્હારૂં શુભ કાર્ય સર્યું હોઇ તે અંગે ભાંડુ ગામ નિવાસી આંબલીયારા રાજકવિ શ્રી શિવલાલભાઇની સાનુભુતી માટે તેઓ મહાશયનો ઉપકાર માનું છું. વિશેષે આ પુસ્તક લખવા મ્હને જે તક મળી તે પણ શ્રીહરિની કૃપાનું ફળ છે.

સદરહુ પુસ્તકને અષ્ટ વિભાગથી જોડવામાં આવ્યું છે, શ્રીરામચંદ્રજીના સુયશરૂપી માનસરોવરમાંથી સારાંશરૂપી જે સરિતા નિકળી તેને કિનારે સદરહુ પુસ્તકના વિભાગ રૂપ તિર્થાઓ પૈકી "પ્રથમ તિર્થમાં" સ્વધર્મ શક્તી શ્રી સતીજી સહીત શ્રીશંકર ભગવાનનું મહર્ષી અગત્સ્ય પાસે શ્રીરામ કથા શ્રવણાર્થે પધારવું ત્યાંથી તે શ્રી સતીજીએ પિતાના યજ્ઞમાં જઈ આદરના અભાવથી યોગાનલવડે સ્થૂળ દેહ ત્યાગતાં યજ્ઞ વિધ્વંશ થયા સુધીની હકીકતનો સારાંશ રૂપ સમાવેશ કરવામાં આવ્યો છે. અને તેમાં એકંદર છંદ સંખ્યા ૧૨૦ છે. પૃષ્ટ ૧ થી ૧૮.

દ્વિતિય તિર્થમાં ભગ્વતી શ્રી સતીજીનું હિમાચળને ત્યાં પાર્વતી રૂપે પ્રગટ થવું ત્યાંથી તે શ્રીશંકર ભગવાનના કામ દહન સુધીની હકીકતનો સારાંશ રૂપ સમાવેશ કરવામાં આવ્યો છે, અને તેમાં એકંદર છંદ સંખ્યા ૧૨૭ છે. પૃષ્ટ ૧૮ થી ૩૫.

ત્રતિય તિર્થમાં બ્રહ્માદી દેવતાઓનું શ્રીશંકર ભગવાન પાસે જવું ત્યાંથી તે શ્રી કાર્તિકસ્વામીના અવતાર સુધી શ્રીશંકર ભગવાનના ચર્ણાર્વિંદની પ્રેમ પ્રશંશા સહિતની સારાંશ રૂપ હકીકતનો સમાવેશ કરવામાં આવ્યો છે અને તેમાં એકંદર છંદ સંખ્યા ૧૨૦ છે, પૃષ્ટ ૩૫ થી ૫૨.

ચતુર્થ તિર્થમાં શ્રીહરી પ્રાગટ્ય હેતુ અર્થાત મહર્ષી નારદજીના ઉગ્ર તપ તથા વિમોહ સમયની હકીકતનો સારાંશ

રૂપ સમાવેશ કરવામાં આવ્યો છે અને તેમાં એકંદર છંદ સંખ્યા ૧૦૮ છે, પૃષ્ટ પર થી ૬૭.

પંચમતિર્થમાં શ્રી રામચંદ્ર ભગવાનનું શ્રી લક્ષ્મણજી સહીત વિશ્વામિત્ર મહામુની સાથે યજ્ઞ રક્ષણાર્થે પધારવું ત્યાંથી તે શ્રી મિથિલાપુરીથી અયોદ્ધાપુરીમાં પધારવા સુધીની હકીકતનો સારાંશ રૂપ સમાવેશ કરવામાં આવ્યો છે, અને તેમાં એકંદર ભાષા છંદ સંખ્યા ૨૯૭ છે, ગુજરાતી કાવ્યના વિભાગોમાં હીન્દી ભાષાના કાવ્યનો એક વિભાગ મુકવાનું કારણ માત્ર એટલુંજ છે કે સદરહુ પુસ્તકને પ્રસિદ્ધ કરવા માટે આશ્રય મળ્યા પછી તુર્તજ પ્રસિદ્ધીમાં મુકવાના ઇરાદાથી પ્રથમ એટલોજ ભાગ રચી રાખેલો હોઇ વર્તમાન વિભાગો વચ્ચે સ્થાનસર ગોઠવવામાં આવ્યો છે. પૃષ્ટ ૬૮ થી ૧૨૧.

છટ્ઠા તિર્થાશ્રમમાં શ્રીરામપટ્ટાભિષેક તૈયારીમાં વન ગમનથી તે શ્રી સીતા શોધ પ્રયત્ન સુધીની હકીકતનો સારાંશ રૂપ સમાવેશ કરવામાં આવ્યો છે અને તેમાં એકંદર છંદ સંખ્યા ૨૪૯ છે, પૃષ્ટ ૧૨૧ થી ૧૫૫. છટ્ઠા તિર્થાશ્રમ સાલગ્ન શ્રી મહાવીર સુયશમાળાનો સપ્તવિભાગ છે અને તે વિભાગની હકીકતનો ટુંક હેવાલ સદરહુ વિભાગના ઉપોદઘાતમાં વર્ણવેલ છે, અને તેમાં એકંદર છંદ સંખ્યા ૧૧૭ છે, પૃષ્ટ ૧૫૫ થી ૧૮૨.

સપ્ત વિભાગ સાલગ્ન અષ્ટ વિભાગ શ્રી મહાવીરમોજ મુક્તાવળી રૂપ હોઇ તેનો પણ ટુંક હેવાલ તે વિભાગ સાલગ્ન સદરહુ ઉપોદઘાતમાં વર્ણવેલ છે અને તેમાં એકંદર છંદ સંખ્યા ૧૨૪ છે, પૃષ્ટ ૧૮૨ થી ૨૦૩. અહીં આશ્રયદાતાના ઉપકારમાં પુસ્તકની પરિપુર્ણતા છે.

શ્રી મહાવીર સુયશમાળાનો ઉપોદઘાત, પૃષ્ટ ૨૦૪ થી ૨૦૭. આશિર્વાદાત્મક ગુણાનુવાદ યુક્ત અર્પણ પત્રિકામાં એકંદર ભાષા છંદ સંખ્યા ૯ છે.

ન્હાના મ્હોટાં રાજ્યસ્થાનોમાં જઇ દાનવીરેન્દ્રોનાં સદગુણી

બિરદો ઉચ્ચારવાં એ બંદીજનો (કવિઓ) નું કર્તવ્ય છે, અને તે બિરદ કાવ્ય બહુધા હિન્દી ભાષા શૈલીમાં બનાવવાની બંદીજનો (કવિઓ) ની પરાપુર્વની પ્રથા છે. એ ન્યાયે સદરહુ પુસ્તકની કાવ્ય રૂપ અર્પણુ પત્રિકા હિન્દી ભાષામાં ગોઠવી છે.

અત્રે કારણવશાત કહેવાની જરૂર છે કે–કવિઓની રસ રમતનો અખંડિત અખાડો શુભ સ્વસ્થાન શ્રી ભુજનગ્રમાં છે, એટલે કે–વારસામાં પ્રાપ્ત થયેલું બ્રહ્મભટ્ટ અને મારૂ ચારણોનું વડીલોપાર્જીત ચોસઠકળા અને ચૌદ વિદ્યા પૈકી સાહિત્ય વિદ્યા રત્ન સમૂહનું શારદા સ્થાન કચ્છ ભુજમાં હોઇ રા' લખપત વૃજભાષા પાઠશાળાના શુભ નામથી આખા હિન્દુસ્થાનમાં ઓળખાય છે. રા' એ ભુજ સ્વથાનનો યદુવંશી કુરબ છે, રાજ્યની હમ્મેશની રીત પ્રમાણે શહેરમાં તોપનો અવાજ સંભળાતાં તમામ પ્રજાજન એકકે અવાજે "જીયે રા'" એવો આશિર્વાદાત્મક ઉચ્ચાર કરે છે, વાહ વાહ ? ? કેટલો બધો રાજરતિભાવ ? પ્રેમનું માપ માપવા કોણ સમર્થ છે ?

ઉપરોક્ત સાહિત્ય સંસ્થામાં દેશી વિદેશી બ્રહ્મભટ્ટ અને મારૂ ચારણોનાં બાળકો ગર્ભ સંસ્કાર રૂપ કાવ્યકળા હૃદય સ્થળેથી જીવ્હાગ્રે લાવવા માટે જાય છે, તે પૈકીનો હું પણ એક બ્રહ્મભટ્ટ યુવક મ્હારા આનંદ માટે કાવ્યકળાની આવદાની મેળવવા સદભાગ્યવત થયેલ હોઇ કાવ્યનો ધોરણસર અભ્યાસ કરી, સુવિદ્યાગુરૂનો આશિર્વાદ લેવા રૂપ સેવાભાવને સાટે શિષ્યપણાનો લ્હાવો પામ્યો છું. પરમ કૃપાળુ જ્ઞાની વિદ્યાગુરૂશ્રીના હૃદયમાં સજાતી વિજાતીનો ભિન્ન ભાવ નથી, એટલે કે–બ્રહ્મભટ્ટ બાળકને પોતે વિશેષ ચ્હાય છે, એ સદ્‌ભાવનાથી પોતાની ખાનદાની જાહેર થઇ છે.

ઉપરોકત શારદાસ્થાનનું પાલન કરવાવાળા વિદ્યમાન નેકનામદાર મહારાઓ શ્રી ૭ સવાઈ **ખેંગારજી સાહેબ બહાદુરના** અત્યંત ઉચ્ચ બિરદનું વર્ણન ઘણા કવિઓએ વર્ણવ્યું છે. જ્યાં કવિઓની સંસ્થા છે ત્યાં કાવ્યની શી ઉણપ હોય ?

## યથા કવિત્ત.

યોગબલ જૈસો અદભૂત લસે યોગિનકો,
આત્મબલ સૂરાકો જ્યોં અવલ પ્રકારકો ॥
વિસ્તરિત વિશ્વ જ્યોં વિવેક બલ જ્ઞાનિનકો,
ક્ષમા બલ જૈસો સુજ્ઞ સજ્જન ઉદારકો ॥
સત્યબલ સતિનકો જત્યબલ જતિનકો,
જપે જયસંગ જૈસો જાન્યો જયકારકો ॥
અર્થબલ વિદ્યાબલ દાનવીર કચ્છ દેશ,
તૈસો હૈ સવાઇ મહારાઉશ્રી ખેંગારકો ॥ ૧

સદરહુ પુસ્તકમાં છેવટે પૃષ્ટ ૨૦૮ માં શુદ્ધીપત્ર ગોઠવેલ છે, તો પણ કોઈ લિખિત કે દર્શિત ભૂલ હોય તો ક્ષમા કરી સુજ્ઞ સજ્જન પ્રિય પાઠક મહાશય સુધારી લેશે એમ ઇચ્છું છું, કાવ્ય નિયમના વિશેષ કારણવશાત હ્રસ્વ દિર્ઘનું સ્થાન બદલ અને શબ્દાક્ષરોનું તોડ જોડપણું હોય તે માટે સાક્ષરો પાસે માફી માગું છું. વ્યાકરણ મતથી ધ્યાન ચૂક થવાયું હોય તો તે તરફ વ્યાકરણ વિશારદો દિવ્ય ગુણ દ્રષ્ટીથી નિહાળે એમ વિનવું છું, સાધ્ય થઈ શકયું તેટલુ સાધ્યું હોઈ ગુણગ્રાહી ગુણ દ્રષ્ટીથી અવલોકન કરશે એમ ઇચ્છું છું.

**અમદાવાદ.** લી. **કવિ જયસિંહ દયારામ** બ્રહ્મભટ્ટ

તા. ૧૦-૪-૧૯૩૦ **મહેસાણા.**



॥ દોહુરા ॥

દીપે દાની દર્શનિક, જતી સતી ગુણુ જાંણુ ॥
નિત્ય પોરબંદર નગર, ભૂપતિ "નટવર" ભાંણ ॥૧॥

ફીનાક્ષ પ્રીં. વર્કસ, અમદાવાદ.

૧૫૧૭૫



# અથશ્રી અર્પણપત્રિકા.



ગૌબ્રાહ્મણ પ્રતિપાળ, ધર્મ ધુરંધર, અખંડ પ્રૌઢ પ્રતાપી, વિશ્વ વિદિત શ્રી જેઠવાવંશ વિભાકર, સુવિદ્યા વિલાસી, સદ્ધર્મ પરાયણ દયાળુ દાનવીરેન્દ્ર, નેકનામદાર–ખુદાવિંદ–મહારાજા–મહારાણા શ્રી ૧૦૮ **શ્રી નટવરસિંહજી સાહેબ બહાદુર,** કે. સી. એસ. આઇ. એ પોતાના "પવિત્ર યશાઙ્કિત પ્રલમ્બ કરકંજમાં"; મહેસાણા નિવાસી બ્રહ્મભટ્ટ કવિ જયસંગ દયારામ વિરચિત, આદ્યશ્રીરામસુયશ માનસર તત્વ તરંગિણી નિર્થાશ્રમ સાલગ્ય, શ્રીમહાવીર સુયશમાળા, તથા શ્રીમહાવીર મૉજ મુક્તાવળી પર્યન્તની મહા માંગળિક, "સુશોભિત સમર્પણ પત્રિકારૂપ કાવ્ય કુસુમાવળી" સ્વિકૃત કરી તે સુદર્શિતાર્થે યથા—

## પ્રથમોક્તી કવિત્ત

લે કે હાથ લેખની સુવર્ણકી લલામ લક્ષ,
ઉર પટ ઉપર સુવર્ણ કે સુવર્ણ કો ॥
લિખોં જયસંગ લાભદાયક સુજશ લેખ,
પોર પુર જેઠવાકે બિરદ આભર્ણ કો ॥
દાખવોં પ્રસિદ્ધ કરિ અભ્યાન્તર ઉરમી સો,
ઉર પટ બિંબકો પ્રબિંબ કરિ પર્ણ કો ॥
સો સુવર્ણપર્ણ શુભ સમર્પણ કરિવેકો,
નટવરસિંહ મહારાજા મૉજ કર્ણ કો ॥ ૧

## દ્વિતિયોક્તી

ઉચ્ચ લાલસાસેં નિજ ધરસેં પ્રયાન કીન્હો,
શ્રેષ્ટ જયસંગ વર્તમાન અઉસરમેં ॥
પોર પુર આયો વાર છઠવે સલામ ભઇ,
ત્રયોદશ વાસર વિતાયે મોદ ભરમેં ॥
આશ્રય અનૂપ દિયો જેઠવા દિનંકરને,
પરમ ઉપાસના અવધકી પ્રહરમેં ॥
બોલ તોલ અંગિકાર કરિવેકે બિર્દવારો,
પ્રગટ ચમતકાર પેખ્યો નટવરમેં ॥ ૨

## ત્રતિયોક્તી

તેજમય તરનીસો પૂરણ પ્રતાપ જાકો,
પોર પુર તાજ રાજધાનીપેં સુતપ્પેહૈ ॥
ભાવકે સપૂતકે યશેન્દુકે ઉધોત હીસેં,
કૃપણ ખધોત ગણ સંકુચાય છપ્પેહૈ ॥
જાનત જતિત્વકો સ્વરૂપ જેઠવા સુજાન,
બિર્દાવલિ બંદીજન જાકી ખુબ જપ્પેહૈ ॥
રામ હનુમાન જશ ગ્રંથ જયસંગ યાતેં,
નટવરસિંહ મહારાનાકોં સમપ્પે હૈ ॥ ૩

## ચતુર્થોક્તી

રામ સુન સંગ બજરંગ કો સુયશ ગ્રંથ,
આશ્રય પ્રસિદ્ધવેકો ચાહ કરિ ચીન્હો તેં ॥
દોયસો ઈકાવન રુપૈયા બકસાયે ઔર,
ફેર આયવેકો ફુરમાન મોહિ કીન્હો તેં ॥
જેઠવા દિનંકર મહેન્દ્ર પોરબંદરકે,
સમર્પણ પત્રકો સ્વિકાર કર લીન્હો તેં ॥
નુખતે નિવાજ રંગ રાજા નટવરસિંહ,
બેડો જયસંગહીકો પાર કર દીન્હો તેં ॥ ૪

## ગુણાનુવાદ કવિત્ત

જેષ્ટ કુલ જેઠવાકો જપે જયસંગ જશ,
જૈતપત્ર જાહિર જવાહિર જડીતમેં ॥
પરમ પુનીત પુજ્ય પાટ પોરબંદરપેં,
પ્રદર્શિત પોષક પ્રજાકો પુન્ય પ્રીતમેં ॥
નિરંતર નેક નામદાર નટવરસિંહ,
નેકીકો નમૂનો હૈ નિમગ્ન ન્યાય નીતમેં ॥
ઔતર્યો યશસ્વી યા ઉદારતાકો આભૂષણ,
ઔસર અનૂપ અવદાત અભિજીતમેં ॥ ૫

## પુનર્યથા

જાહર જગત મહાવીર વંશ જેઠવાકી,
શ્રેષ્ટ રાજધાની પોરબંદર શહરમેં ॥
મંગલ નિધાન અભિધાન ગુન વિદ્યમાન,
લક્ષ જાકો લલિત વિનોદકી લહરમેં ॥
સત્ય જયસંગ યોં સરાહત વિજય સંગ,
કાયમ સુજશ રેખા શોભે શુભ કરમેં ॥
કર્મવીર ધર્મવીર દયાવીર દાનવીર–,
વારી વીરતાઇ લસે રાજા નટવરમેં ॥ ૬

## પુનર્યથા

ઔજ ગુન ઓપિત વિદીત વીરતાકો અંગ,
મોજ કરવાકો મન ભોજસમ જાકો હૈ ॥
શુદ્ધ વસુધાકો હૈ સજીવન સુધાકો સદ્મ,
શાકો હૈ સખાવતકો બુદ્ધ બહુધાકો હૈ ॥
છત્રપતિ છાયાકો પ્રભાવ હૈ પ્રભાકો પુંજ,
મુગટ મજાકો સઉરાષ્ટ્રકી રસાકો હૈ ॥
માન તાલ દાન મુકતાકો નટવરસિંહ,
જપોં જયસંગ બિર્દ બંશ જેઠવાકો હૈ ॥ ૭

## આશિર્વાદાત્મક

પુન્યફલ રાજપુત્ર રત્ન સુખ પ્રાપ્ત હોહુ,
"દિર્ઘઆયુ" રાજ દમ્પતી પવિત્ર દાનેકો ॥
કહે જયસંગ જગ જેઠવા દિનંકરેકો,
સારધાર રહો રંગ દાંન સનમાનેકો ॥
રહો રીઝ મોજમેં મહેન્દ્ર પોરબંદરેકો,
વિદ્યમાન સર્વદા સુવાસના વહાનેકો ॥
બિરદ બિશાલ બઢો નિત્ય નેક નામદાર,
નટવરસિંહ મહારાજા મહારાનેકો ॥ ૮

### દોહા

પુન્ય પરાયણ પૌરપુર, તપધારી શિરતાજ ॥
નટવરસિંહ નરેન્દ્રકો, રહો સુઅવિચળ રાજ ॥ ૯

રાજનગર } લી. કવિ જયસિંહ દયારામ બ્રહ્મભટ્ટ
તા. ૩૦-૪-૧૯૩૦ } મહેસાણા.





# અથશ્રી રામસુયશ માનસર તત્વ તરંગિણી

## પ્રથમ તિર્થ મંગળાચર્ણ છપ્પય

આદીપુજ્ય અનૂપ, મહા છબિ મંગળકારી ॥
આશૂતોષ ઉદાર, ધવળ ગંગા શિરધારી ॥
શુદ્ધ સત્વગુણિ શ્રેષ્ટ, દેવ સર્વોપરિ દાતા ॥
જગત પ્રકાશક જેહ, સદા સમ્પન સુખસાતા ॥
જેસંગ વસી જે વાકયમાં, પર્મ વર્ણ ઉક્તીપ્રદા ॥
વંદુ ગણપતી મહેષ વળિ, શ્રીપતિ દિનકર શારદા ॥ ૧

### દોહરા.

શ્રીરઘુવરની આયસે, અનુસરનારાં આપ ॥
વંદું વૈદેહી વિમળ, જપું સરસ જશ જાપ ॥ ૨
શ્રીસીતાજીની સ્પ્રહા, સાચવનારા શ્યામ ॥
પ્રેમે કરી પ્રણામ હું, રટું આપને રામ ॥ ૩
યુગ તન અનુપમ યુગલનાં, અને પ્રાણ મન એક ॥
સિયારામ નિજ દાસની, સદા નિભાવો ટેક ॥ ૪
રામકથારસ માનસર, ઝીલણ વાયૂજાત ॥
થવા પ્રસન્ન હૃદયથકી, નમું ભક્ત નિસ્નાત ॥ ૫

મનોરમ્ય જેસંગ મન, આવ્યો પરમ ઉમંગ ॥
ચિત્રું રામચરિત્રનાં, તેથી તત્વ તરંગ ॥ ૬

છપ્પય.

નમું આદ્યકવિ નિપુણ, કથા રામાયણ કર્તા ॥
વાલમીક જગવંદ્ય, ભવ્ય ભાવારથ ભર્તા ॥
નેહ હૃદયભરિ નમું, મહાકવિ તુળશિ મહાત્મા ॥
જોતિબ્રહ્મ જેમણે, પ્રગટ જાણ્યા પરમાત્મા ॥
પ્રણમું સપ્રેમ ઉપકારિને, ગુર્રૂજન નિજમનથી ગણી ॥
પ્રણમું તેને જે પારખે, રસવાણી રળિયામણી ॥ ૭

## વિશેષે વંદના શ્રીવિદ્યાગુરૂ અભિવંદન.

—દોહા—

ગુણિયલ સદ્વિદ્યાગુરૂ, હિય ધરૂઁ સુકવિ હમીર ॥
કાવ્યશક્તિ મેં પ્રાપ્ત કરિ, શુભ આજ્ઞા ધરિ શીર ॥ ૮
શુભકારણ સંસ્કારની, સામ્પ્રત થઈ સમ્પત્તિ ॥
કવિકિંકરને કાર્યની, એ સમ થઇ ઉત્પત્તિ ॥ ૯

દોહરા.

પ્રથમ રચી માળા પરમ, લખિ પછિ લ્હેર લલીત ॥
મહાવીરના નામ પર, પ્રગટ થવાથી પ્રીત ॥ ૧૦
તે પછિ તત્વતરંગિનો, આ રચ્યું આદ્ય સબંધ ॥
વર્ણન અનુક્રમનો વિમળ, સમજી શ્રેષ્ટ સબંધ ॥ ૧૧
આદ્ય સુકવિને અનુસરી, રટયા તુળશિકવિ રામ ॥
એ મહાત્મને અનુસરી, કરૂં એજ હું કામ ॥ ૧૨

દેવગિરાથી થઇ દિસે, પ્રાકૃત ભાષા પર્મ ॥
કથું કાવ્ય ગુર્જર કથન, સમજી કર્મ સ્વધર્મ ॥ ૧૩
કવિ કોવિદ જન સાક્ષરો, પ્રભુ રાહે કરિ પ્યાર ॥
સર્વ સુજ્ઞ હે સજ્જનો, સંગ્રહશો શુભ સાર ॥ ૧૪

## છપ્પય

કહી રામની કથા, ઉમાને ઉમાપતીએ ॥
યાજ્ઞવલ્ક ભરદ્વાજ, ગરુડને ભુશુંડ યતીએ ॥
ભાષા પ્રાકૃત ભણી, સુકવિ તુળશિએ સંતપ્રતિ ॥
સમય સુચક સારાંશ, કરૂં ગુર્જરી કાવ્ય કૃતિ ॥
તે નામ સુધા રસ માનસર, કેરી તત્વ તરંગિણિ ॥
થાતાં શ્રીરામ કૃપાથકી, ઉરની વૃત્તિ ઉમંગિણિ ॥ ૧૫

## દોહરા

રામકથા રસ માનસર, મંજુલ મુક્તા માળ ॥
અને લ્હેર હનમાનની, પ્રગટ કરણ શુભપાળ ॥ ૧૬
તે પછિ તત્વતરંગિનું, નિકળે નિર્મળ નીર ॥
અજબ લ્હેર છે એહની, સાજણ હૃદય શરીર ॥ ૧૭
પ્રેમ ભક્તિરૂપી પરમ, મિષ્ટ શીળતા માંહિ ॥
પુન્યધાંન પાકયાતણી, ઉત્તમ વિધિ છે આંહિ ॥ ૧૮
જેથી જીવન સુજનનું, સુધરે સુખ્પદ સદાય ॥
સ્નેહતણા સેવનથકી, જીવ કૃતારથ થાય ॥ ૧૯
કાંઠા બેઉ મૃયાદના, સરળ વહન સુખ્પદાય ॥
અતિશય વેગ ઉતાવળે, ઢહણ દોષ તરુ ધાય ॥ ૨૦

## છપ્પય

વૃત્તાલંક્રિત વિદિત, આશ્રમો મુનિજનના અતિ ॥
ઉક્તિરૂપ અત્યંત, કુંજવાટિકા શુભાકૃતિ ॥
પ્રગટ ધ્વની પશુપક્ષિ, અર્થ એ ચંચણુ મકરંદી ॥
પાત્ર હંસની પંક્તિ, મુક્ત ગુણ ગ્રહ આનંદી ॥
આ તત્વ તરંગિણિ અહર્નિશ, સ્વચ્છ પણે વહિને સિધી ॥
શ્રીરામ સુજશના સિંધુમાં, અચળ થાય છે એ વિધી ॥ ૨૧

## દોહરા

પૂછે વદન પ્રસન્નથી, ભરદ્વાજ સહ ભાવ ॥
યાજ્ઞવલ્કને યાદ ઉર, પ્રભુનામનો પ્રભાવ ॥ ૨૨
વેદ પુરાણોમાં વિદિત, નાથ રામનું નામ ॥
જપે સ્નેહથી જેહને, સતિ ગિરિજાના શ્યામ ॥ ૨૩
કયા રામ એ મુનિ કહો, સાનંદે સચરિત્ર ॥
વિજ્ઞ આપને વિનયથી, પૂછું પ્રશ્ન પવિત્ર ॥ ૨૪
ભરદ્વાજનો ભાળિને, અધિક પ્રેમ ઉર ગમ્ય ॥
યાજ્ઞવલ્ક મુનિ ઉચ્ચરે, રામ કથા રસ રમ્ય ॥ ૨૫
સતિએ પૂછયો શંભુને, સ્વાલ તદ્વોજ સમાન ॥
સરસ કહેલો તે સુણો, ધર્મ પ્રીય દઈ ધ્યાન ॥ ૨૬

## છપ્પય

રામકથા સુરસરી, મહા કળિયુગ મળ હરણી ॥
રામકથા સુરધેનું, કામના પૂરણ કરણી ॥
રામકથા ચંદ્રિકા, નેષ્ટભવતાપ નિવારણિ ॥

રામકથા ગુરુસાન, જ્ઞાન ઘટમાંહિ વધારણિ ॥
શ્રીરામકથા કરતાળિકા, શંશય પક્ષિ ઉડાવણી ॥
ભણતાં સુણતાં સદ્દભાવથી, ઉર પ્રમોદ ઉપજાવણી ॥ ૨૭

## દોહરા

શંભુ વસે કૈલાસમાં, સતી દક્ષજા સંગ ॥
રાત દિવસ રંગ્યા રહે, રામકથા રસ રંગ ॥ ૨૮
રામાયણ 'સતકોટિનું', વિગત વાર વ્રતાન્ત ॥
શંભુ કહે તે સાંભળે, સતી સદા ચિત શાન્ત ॥ ૨૯
ધર્મ સ્થાપવા ધરણિ પર, પ્રગટ થાય પ્રભુ રામ ॥
શિવ નિજ શકતીને કહે, તે તે કથા તમામ ॥ ૩૦
ઉર નિમગ્ન થઇ ઉચ્ચરે, વકતા શિવ ભગવાન ॥
સતી શ્રવણ પુટથી કરે, પિયુષ કથા રસ પાન ॥ ૩૧
વખત એક ત્રેતા વિષે, જ્ઞાન ધામ ધરગંગ ॥
કુંભજ રુષિ પાસે ગયા, સતિપણ હતિ નિજસંગ ॥ ૩૨

## છપ્પાય

રુષિએ ભરિ ઉર રીઝ, આવિયા શંભૂ એવા ॥
સતિ સંયુત અખિલેશ, સમજી બહુ કીધી સેવા ॥
કહિ મુનિશ્વરે કથા, રસ ભરી રમ્ય રામની ॥
થઈ નિમગ્ન તે થકી, વૃતિ ભગવાન વામની ॥
પછિ પાત્ર સમજી રૂષિ પૂછતાં, હરી ભકિત વરણી હરે ॥
સાર્થક વિતાવિ નિજ સમય ત્યાં, વિદા માગિ વિશ્વેશ્વરે ॥ ૩૩

## દોહરો

ગવન્યા પછિ કૈલાસ ગિરિ, શ્રી શંકર સતિ સંગ ॥
જપવા શ્રીહરિ જેમને, અતિશય હ્રદય ઉમંગ ॥ ૩૪
એ અવસર અવની ઉપર, ભંજણ અધર્મ ભાર ॥
શ્રીહરિએ લીધો હતો, રઘુકુળમાં અવતાર ॥ ૩૫
થઈ તપસી પિતુ વચનથી, તજી રાજ તત્કાળ ॥
હતા વિચરતા શ્રીહરી, દંડક વને દયાળ ॥ ૩૬
પતિનિમગ્ન નિજ પત્નિના, વિયોગથી રઘુવીર ॥
છેક અધીર થયેલ છે, ધર્મ ધુરંધર ધીર ॥ ૩૭
એક પત્નિવૃતવંતએ સહિત બંધુ શ્રીરામ ॥
સીતાને શોધ્યા કરે, થઇ વ્યાકુળ તે ઠામ ॥ ૩૮

## છપ્પય

કૃપાનિધી કરતાર, સિદ્ધ દામ્પત્યભાવ સદ ॥
યોગ વિયોગ ન યદી, મનુષ લીલાએ નિર્મદ ॥
વિપુળ ચરિત્ર વિચિત્ર, પ્રભૂનું સુજ્ઞ પિછાણે ॥
મોહ વિવશ મતિમંદ, અવર શંકા ઉર આણે ॥
ત્યાં હ્રદય વિચાર્યું શંકરે, શી રીતે દર્શન બને ॥
પ્રભુ ગુપ્ત રુપે છે પ્રગટિયા, જાણ્યુંએ જગ સહુ જને ॥ ૩૯

## દોહરા

અતિ શિવને મન ક્ષોભ એ, સતી ન જાણે મર્મ ॥
સભય હ્રદય દર્શન તણી, નેત્ર વાંછીના પર્મ ॥ ૪૦
તે વખતે ત્રિપુરારિએ, વિભુ નિરખ્યા જગ વંદ ॥

કર્યું નમન પ્રેમે કહી, જયતિ સચ્ચિદાનંદ ॥ ૪૧
સમય ન હોતાં પ્રભુ છબી, અંબકમાં ભરિ આપ ॥
ઓળખાંણ આપ્યા વગર, ચાલ્યા શિવ ચુપચાપ ॥ ૪૨
તન રોમાઞ્ચિત રીઝ મન, ભરિ ભરિ ફરિ ફરિ ભાવ ॥
સતિસંગે શિવ સંચરે, લઇ લોચનનો લ્હાવ ॥ ૪૩
ઇશ્વરની અવલોકિને, તારતમ્યતા તેહ ॥
ઉરમાં સતિને ઉત્પન્યો, સ્વાભાવિક સંદેહ ॥ ૪૪

### છપ્પય

ભાવીવશ થઇ ભ્રમિત, હૃદય સતિ એમ વિચારે ॥
સુરનર મુનિવર સદા, ધ્યાનમાં જેને ધારે ॥
એવા શિવ અખિલેશ, વિશ્વકેરા જે વંદિત ॥
નૃપતિ કુઁવરને નમ્યા, એહ ઉર થઈ આનંદિત ॥
સચ્ચિદાનંદ સદ્ધામનું, આપ્યું સંબોધન અને ॥
પ્રીતી થયેલ અતિશય પ્રગટ, જોઉં મગ્ન હું જેમને ॥ ૪૫

### દોહરા

જોતિબ્રહ્મ જગવ્યાપ્ત જે, અવિક્ષેપ અદ્રશ્ય ॥
તન માનવ ધરિ થાય તે, શી રીતે સદ્રશ્ય ॥ ૪૬
મનુષ દેહ ધરિ વિશ્નુએ, અમર હેતુ જો એમ ॥
તેઓશ્રી સર્વજ્ઞતો, ત્રિપુરારી છે.તેમ ॥ ૪૭
સર્વોપરિ જે શ્રીપતી, વિજ્ઞાની ભગવાન ॥
આપ ત્રિયાને કેમ એ, શોધે અજ્ઞ સમાન ॥ ૪૮
અને શંભુનું કથન પણ, મિથ્યા કદી ન હોય ॥

શિવ સર્વજ્ઞ એ સુજ્ઞજન, સમજે છે સહુ કોય ॥ ૪૯
થયા સતીના હૃદયમાં, એવા વ્હેમ અપાર ॥
માયાના બળથી મહા, વિનશ્યો જ્ઞાન વિચાર ॥ ૫૦

## છપ્પય

યદ્યપિ સતિએ યથા, કહી નહિ આપ કલ્પના ॥
ઉરયામી ઈશ્વરે, જાણિએ ગુપ્ત જલ્પના ॥
સ્ત્રી સ્વભાવ તવ સતી, કાંઇ શંશય નવ કરશો ॥
સુણો કહું તે સત્ય, ધ્યાનમાં નિશ્ચય ધરશો ॥
જે કથા રૂષીએ વર્ણવી, વળિ રૂષિને જે મેં વદી ॥
છે ઇષ્ટદેવ મુજ રામએ, એમ ઇશ ઉચર્યા યદી ॥ ૫૧

## દોહરા

સેવે જેને સર્વદા, ધામજ્ઞાન મુનિ ધીર ॥
સિદ્ધશેષ સુર શારદા, વળી સુજ્ઞ નર વીર ॥ ૫૦
નેતિ નેતિ કહિને નમે, આગમ નિગમ પુરાણ ॥
બ્રહ્મરામ માયાપતી, જાણો એહ સુજાણ ॥ ૫૧
સુજન કાજ નિજ તંત્રસહ, સકળ ભુવનના શ્યામ ॥
પ્રગટ થયા રઘુકુળ પ્રભૂ રાવણારિ શ્રીરામ ॥ ૫૨
સતિને થયો ન બોધ શિવ, વદ્યા યદપિ બહુ વાર ॥
ત્યારે જાણ્યું તેમકે, પ્રભુ માયા અણપાર ॥ ૫૩
સતિને સત્ય કહ્યા છતાં, વિગત થયો નહિ વ્હેમ ॥
પ્રભુ માયા ભાવી પ્રબળ, ઉચર્યા શિવ કહી એમ ॥ ૫૪

## છપ્પય

જો તમને શક હોય, પરિક્ષા તો લ્યો જઈને ॥
હું છું ત્યાં સુધિ અહીં, તમો આવો ત્યાં થઇને ॥
જે વિધિથી ઝટ જાય, મોહ ભ્રમ મનનો ભારી ॥
એ વિધિયુક્ત સુયત્ન, વિવેકે કરો વિચારી ॥
શિવની આજ્ઞા લઇને સતી, સાહસ કરવા સંચર્યાં ॥
શૂં કરૂં વિચારે સ્વાન્તમાં, ભારે છે શંશય ભર્યાં ॥ ૫૫

## દોહરા

ત્યાં ઉપજયો ત્રિપુરારિને, એવો ઉર અનુમાન ॥
દક્ષસુતાના કાર્યમાં, નહિ કલ્યાણ નિદાન ॥ ૫૬
કહ્યા છતાં કિંચિત્ત પણ, મટયો ન મન સંદેહ ॥
માઠા ફળના ચિન્હમય, અતિ વિપરિત વિધિ એહ ॥ ૫૭
ઠીક હશે તે તે થશે, રચિ રાખ્યું જે રામ ॥
વૃથા વિચારો વિવિધ વિધિ, કરવા મન શૂં કામ ॥ ૫૮
જાણિ એમ શંકર જપે, નિર્મળ પ્રભુનું નામ ॥
તુર્ત દક્ષજા ત્યાં ગયાં, રહ્યા ઉભા જ્યાં રામ ॥ ૫૯
સતિએ ધાર્યું સ્હેજમાં, રામરમણિનું રૂપ ॥
પ્રગટ થયાં ત્યાં પાંશર્યાં, જ્યાં આવે જગ ભૂપ ॥ ૬૦

## છપ્પય

સતિ કૃત વેષ વિલોકિ, લક્ષમણ થયા ચકિત ચિત ॥
સમજી પ્રભૂ પ્રભાવ, શકે નવ કહિ મન શંકિત ॥
સમજયા છળ સતીતણો, સર્વ જ્ઞાતા સુર સ્વામી ॥

જાય અજ્ઞતા જણ્યે, રામ એવા ઉરયામી ॥
સતિ ચાહે ત્યાં સ્વચરિત્રને, છળનું ભર્યું છુપાવવું ॥
વનિતા સ્વભાવ વૃતાન્તનું,ઉરમાં સહલ ન આવવું ॥ ૬૧

## દોહરા

પ્રશંશિ નિજ માયા પ્રબળ, હૃદય સુકોમળ રામ ॥
હસિને જોડી હાથ નિજ, પ્રભુએ કર્યાં પ્રણામ ॥ ૬૨
ક્યાં વૃષકેતુ એકલાં, કહો ફરો વન કેમ ॥
જોગેશ્વરિ હે દક્ષજા, ઉચર્યા રઘુપતિ એમ ॥ ૬૩
મર્મ વાકય એ અતિ મૃદુળ,સુણિ ઉર ધરિ સંકોચ ॥
શિવ સમીપ ચાલ્યાં સભય, સતિ કરતાં અતિ શોચ ॥ ૬૪
મુર્ખ બની રાખ્યું ન મેં, મુજ સ્વામિનું માન ॥
કર્યું રામ પાસે રજૂ, આપ તણું અજ્ઞાન ॥ ૬૫
સતી વિચારે ક્ષિન્ન મન, અરે પૂછશે ઈશ ॥
એ વખતે હું એમને, ઉત્તર શ્યો આપીશ ॥ ૬૬

## છપ્પય

સતિ પામ્યાં સંતાપ, જાણિ ઉરમી એ આવી ॥
પ્રભુએ મહિમા પ્રગટ, પંથ કિંચિત પ્રસરાવી ॥
જેથી સતિએ જતાં, દિવ્ય કૌતુક એ દીઠું ॥
અનુજ સહિત સિય અગ્ર, મહાપ્રભુનું મુખ મીઠું ॥
પછિ આસ પાસ પશ્ચાતપણ, પ્રગટ એજ સમ પેખિયું ॥
સેવે પ્રભુને મુનિ સિદ્ધ સહુ, એ વિશેષ અવરેખિયું ॥ ૬૭

## દોહરા

શકિત સહિત ત્રણ અગ્રસુર, અવરેખિયા અનેક ॥
જગમાં મહિમા જેમની, અધિક એકથી એક ॥ ૬૮
વળી સશકત વાસવ સહિત, દેખ્યા સરવે દેવ ॥
વિધ વિધ વેષે વંદતા, સજી રહ્યા પ્રભુ સેવ ॥ ૬૯
અગ્રદેવ જ્યાં જ્યાં યથા, ત્રિવિધ વર્ણવ્યા તેજ ॥
રામરૂપ ત્યાં ત્યાં તથા, અવલોકયાં સતિ એજ ॥ ૭૦
જીવ ચરાચર જગતના, અવરેખ્યા અણપાર ॥
સતિએ વળી તે થળ સકળ, પ્રગટ અનેક પ્રકાર ॥ ૭૧
પૂજે પ્રભુને પ્રેમથી, વિવિધ અમર બહુવેષ ॥
રામરૂપ એકજ દિઠું, એ આશ્ચર્ય વિશેષ ॥ ૭૨

## છપ્પય

દેખ્યા રઘુપતિ ઘણા, સિયાસહ નહિ બહુ વેષે ॥
અને એમ સહ અનુજ, થયાં સતિ સભય વિશેષ ॥
મન કંપિત બેભાન, પંથ બેઠાં દગ મિંચત ॥
જોતાં ફરિ ઉપરોક્ત, ચરિત્ર ન દેખ્યું કિંચિત ॥
પછિ વાર વાર શ્રીરામનું, સ્મરણ કરી ચરણે નમ્યાં ॥
થઇને સચેત ચિત પુર્વસમ, સતિ શિવ પાસે નિર્ગમ્યાં

## દોહરા

પુછી કુશળતા શંભુએ, નિજ સતિને તે વાર ॥
કહો પરિક્ષા ત્યાં તમે, લીધી કયે પ્રકાર ॥ ૭૪
સતિ સમજી શ્રીરામનો, પૂરણ પરમ પ્રભાવ ॥

થઇ ભયવશ શિવથી કર્યો, દેખીતોજ દુરાવ ॥ ૭૫
લીધી પરિક્ષા કંઇ નહીં, સત્ય ધામ હે શ્યામ ॥
મેં પણ આપ સમાન ત્યાં, પ્રભુને કર્યા પ્રણામ ॥ ૭૬
આપ કહો એ સત્ય છે, મારે મન વિશ્વાસ ॥
શરમાતાં સતિ ઉચ્ચર્યા, નાંખીને નિશ્વાસ" ॥ ૭૭
જોયું ત્યારે શિવજીએ, ધરી હૃદયમાં ધ્યાન ॥
સતિનું જાણ્યું સ્હેજમાં, પ્રગટ ચરિત્ર પ્રધાન ॥ ૭૮

## છપ્પય

હરિમાયા કરનારી, જેહ સતિને પણ જૂઠી ॥
પછી એહને પ્રણામ, ઇશ્વરે કરિયા ઉઠી ॥
પ્રભુની ઈચ્છા પ્રબળ, ભાવિ પણ જાણી ભારે ॥
ચિત ચિન્તવન પર ચડયા, વિશ્વપતિ વમળ વિચારે ॥
સિયનો વિવેષ સતિએ કર્યો, ઉરમાં ખેદ થયો અતી ॥
જો કરૂં સ્નેહ સતિથી હવે, ટળે ભકિત પથને નિતી ॥ ૭૯

## દોહરા

પાપરૂપ છે પ્રેમ એ, ને છોડયો નવ જાય ॥
સતિને પ્રગટ કહે ન શિવ, મનમાં બહુ મુંઝાય ॥ ૮૦
પ્રણમ્યા પ્રભુને પ્રેમથી, ધર્મ નિતી ધરનાર ॥
રામ રટણ શિવ હૃદયમાં, આવ્યો એહ વિચાર ॥ ૮૧
સતિ કેરા આ શરીરથી સ્નેહ ધરાય ન સ્વલ્પ ॥
રામ ભકત શ્રીશંકરે, કર્યો સિદ્ધ સંકલ્પ ॥ ૮૨
સુમતિ ધીર શંભૂ હૃદય, એવો ધરી વિચાર ॥

સહસા ત્યાંથી સંચર્યા, આપ તણે આગાર ॥ ૮૩
એવે અવસર થઇ ધ્વની, ગગન થકી ગિર્વાણ ॥
ભકિત દ્રઢાવી અતિ ભલી, જય શિવ પદ નિર્વાણ ॥ ૮૪

## છપ્પય

આ પ્રણ સમરથ આપ, વિના કો કરે અન્ય મન ॥
ગગન ગિરાએ સુણી, સતી શોચે કંપિત તન ॥
સહિત હૃદય સંકોચ, પતીને સતિ એ પુછે ॥
કહો કૃપાળૂ સત્ય, પ્રભૂ કીધૂં પ્રણ શૂં છે ॥
નાં કહ્યું ફરી ફરિ પૂછતાં નીતી ભક્તિ નિમગ્નએ ॥
અનુમાન્યું સતિએ એમકે, સકળ કળ્યું સર્વજ્ઞએ ॥ ૮૫

## દોહરા

પશ્ચાતાપ અપાર ઉર, સતી અતી સકુચાતિ ॥
કર્યું કપટ મેં કંતથી, સ્ત્રી સ્હેજે જડ જાતિ ॥ ૮૬
ભળિ જળ પયના ભાવથી, જુઓ જાય વેચાઇ ॥
પણ વણસે છે પ્રેમપય, પડતાં કપટ ખટાઈ ॥ ૮૭
સમજી નિજ કરણી સતી, ચિન્તા ધરે અગાધ ॥
કહ્યો ન પ્રગટ કૃપાળુએ, અતિ મ્હારો અપરાધ ॥ ૮૮
કળી ત્યાગ રુચિ કંતની, ઉરથી સતી અકળાય ॥
ચિન્તા ભઠ્ઠી ચિત ભઠે, નિજ અઘ કહ્યું ન જાય ॥ ૮૯
સતિને જોઇ ઉદાસ મન, વિવિધ કથા સુખવાસ ॥
વર્ણવતા ઇતિહાસ વર, શિવ પ્હોંચ્યા કૈલાસ ॥ ૯૦

છપ્પય

ત્યાં પછી શિવ વડ તળે, સજી બેઠા પદ્માસન ॥
ધરી સમાધિ અખંડ, સહજ સંભારી રૂપ મન ॥
સતી વસે કૈલાસ, એમ શોચે ઉર માંહી ॥
જુગ સમ વાસર જાય, મર્મ જાણે કો નાંહી ॥
ફળ મળ્યું કર્મનું સમજી મન, વૃથા જીંદગી કાઢવી ॥
કહ્યું હે વિધિ હવે અયોગ્ય છે,શંકર વિમુખ જીવાડવી ॥૯૧

દોહરા

મહાવ્યથા મુખ મૌનથી, જરિયે કથિ નવ જાય ॥
રામ રટે પણ સતિ હૃદય, પુનઃ પુનઃ પસ્તાય ॥
હે હરિ જન સંકટ હરન, વેદ વિવિધ ગુણ ગાય ॥ ૯૨
હિયે દયા જો હોય તો, આપો સુગમ ઉપાય ॥ ૯૩
જપે સતી મુજ હોય જો, શિવ પદ સત્ય સનેહ ॥
તો શિવને પામું તરત, દિવ્ય અન્ય ધરી દેહ ॥ ૯૪
એ વિધિથી છે ત્યાં અતી, દુખિત દક્ષજા દીન ॥
હિયું શુન્ય તન તેજ હત, હરના પ્રેમ વિહીન ॥ ૯૫
વિત્યા સતિની વિપતના, સંવત સહસ સત્યાશિ ॥
તજી સમાધી સહજ ત્યાં, અખિલેશ્વર અવિનાશિ ॥ ૯૫

છપ્પય

રામ રામ મુખ રટે, જાણ્યું સતિએ શિવ જાગ્યા ॥
સતી નમ્યાં સનમુખે, પ્રભૂ ગુણ ગાવા લાગ્યા ॥
ગર્વિત દક્ષે ગ્રહ્યું, પ્રજાપતિનું ત્યારે પદ ॥

અને યજ્ઞ આદર્યો, મહાપદનો ઉન્મત મદ ॥
ત્યાં જતા જોઈ નભ મારગે, દેવ ઋષી દેવેશને ॥
સમજ્યાં કારણ તેનું સતી, પૂછી પ્રશ્ન મહેશને ॥ ૯૭

## દોહરા

વ્યતિત કરૂં સઘળો વખત, એ મિષથી મહિયેર ॥
આવી સતિ ઉર એહથી, લેશ હર્ષની લ્હેર ॥ ૯૮
કહે ન મુખથી કંતનું, ભર્યું ત્યાગ દુખ ભારિ ॥
સહ્યા કરે નિજ મન સતી, નિજ અપરાધ વિચારી ॥ ૯૯
મધુર વચન ભય સહિત મન, સંકોચિત સહ પ્રેમ ॥
મહાદેવના સનમુખે, ઉચરિ દક્ષજા એમ ॥ ૧૦૦
આજ્ઞા સાદર આપવા; દયા સ્વામિની થાય ॥
ઉત્સવ જોવા મહિયરે, તો નિજ કિંકરિ જાય ॥
સતિને ઉચર્યા એમ શિવ, તમે કહ્યું તે ઠીક ॥
વિના નિમંત્રણ વિચરતાં, લુપ્ત થાય નિજ લીક ॥ ૧૦૨

## છપ્પય

નિજ તનુજાઓ સર્વ, સઘ તેડાવી દક્ષે ॥
મુજથી માંડી વેર, તમોને લીધાં ન લક્ષે ॥
બ્રહ્મસભાનું દુઃખ, યાદ પૂરવનું આંણે ॥
કરે મ્હારૂં અપમાન, હજૂ પણ એજ પ્રમાણે ॥
જો વગર નોંતરે જાઓ તો, રહે ન શીળ સનેહ તવ ॥
અભિમાન સતીને દક્ષનો, યાદ કરાવે એમ ભવ ॥ ૧૦૩

## દોહરા

યદપિ પિતા નિજસ્વામિને, ગુરૂ મિત્રને ગેહ ॥
બોલાવ્યા વિણ જાઇયે, એમાં નવ સંદેહ ॥ ૧૦૪
તદપી ધરે વિરોધ તો, એમાંનું જો કોય ॥
જાણો તેને ત્યાં જતાં, હાની નિશ્ચય હોય ॥ ૧૦૫
સતિને શિવની શીખએ, ભાવી વશ ભાવે ન
આમંત્રણ વિણ આપવી, ઉર આજ્ઞા આવે ન ॥ ૧૦૬
કહિ જોયું બહુ યત્ન કરિ, પણ પથ્થર પર પાથ ॥
વિદા કર્યાં વિશ્વેશ્વરે, સતી મુખ્ય ગણ સાથ ॥ ૧૦૭
વગર નોંતરે વિચરતાં, સતિ ધરતાં સંકોચ ॥
પિતા ભવન પ્હોંચ્યાં કુશળ, સહિત હર્ષ મન શોચ ॥ ૧૦૮

## છપ્પય

દક્ષ ભયે કોઇએ, સતીને નવ સનમાની ॥
મળિ સાદર નિજમાતુ દુહીતાને સુખદાની ॥
મળિ ભગિની મુરકાઇ, કુશળ પૂછ્યું નવ દક્ષે ॥
પછી યજ્ઞ થળ પેખિ, લીધું સતિએ સહુ લક્ષે॥
ત્યાં થળ વિભાગ શંકરતણો, ને વિધિ વિષ્ણુ પણ નથી ॥
અપમાન સમજી પ્રભુનુ અધિક, પ્રજળ્યાં સતિ અતિ હૃદયથી
॥ ૧૦૯

## દોહરા

પતિએ જણવ્યો જે પ્રથમ, ચિતએ ચડયો વિચાર
વિસર્યાં સતિ પૂરવ વિપત, આ દુઃખ જાણી અપાર ॥૧૧૦

જોકે છે આ જગતમાં, વિધવિધ વિપત વિધાંન ॥
સહુથી તો પણ દુસહ છે, આપતણું અપમાંન ॥ ૧૧૧
સમજી એમ સતિજી થયાં, કાળકૂટ સહક્રોધ ॥
જોઇ એહ નિજ જનનિએ, પ્રગટયાં વચન પ્રબોધ ॥ ૧૧૨
દેખીને પિતુ દક્ષની, લાયકતાનો લોપ ॥
સકળ સભા સનમુખ સતી, ઉચર્યાં વચન સકોપ ॥ ૧૧૩
જેણે ઉચરી સાંભળી, શિવ નિન્દા દુખદાય ॥
તે સહુ ફળ પામો તુરત, પિતા પુર્ણ પસ્તાય ॥ ૧૧૪

## છપ્પય

વિશ્વપુજય વ્યક્તિની, નિન્દ સુણી નવ હર્ષાવું ॥
હણવા નિંદક જોર, હોય નહિ તો હઠિ જાવું ॥
મહાદેવ પ્રદ મુક્તિ, વિશ્વસહુ જેને વંદે ॥
પિતા દક્ષ પાતકી, નીચ મનિષાથી નિંદે
તે પિતાતણી હું પુત્રિ પણ, નીચ દેહ રાખૂં નહીં ॥
જય ચંદ્રમૌલિ વૃષકેતુ જય, કથન સતી એવાં કહી ॥ ૧૧૫

## દોહરા

થયાં ભસ્મ યોગાનળે, સતિ ધરિ સત્યાધાર ॥
એ વખતે એ યજ્ઞમાં, વરત્યો હાહાકાર ૧૧૬
સમાચાર એ સહજમાં, પામ્યા હર પરમેશ ॥
વીરભદ્ર કરિયો વિદા, વધતાં ક્રોધ વિશેષ ॥ ૧૧૭
ગવન્યા ત્યાં હરના ગણો, કર્યો યજ્ઞ વિધ્વંશ ॥
તે ફળ મળ્યા અવજ્ઞિ જે, યથા વિધી નિજઅંશ ॥ ૧૧૮

ભૃગુ રૂષિએ રક્ષા કરી, યજ્ઞ વિષે એ વાર ॥
શિવગણ સમજાવ્યા સકળ, આદર કરી અપાર ॥ ૧૧૯
દ્વેષ દોષિ એ દક્ષનો, વિશ્વ વિદિત વિક્ષેપ ॥
કવિ તુળશીના કથન સમ, છે અહિં પણ સંક્ષેપ ॥ ૧૨૦

## દ્વિતિય તિર્થ છપ્પય

યદપિ શક્તિ શિવ તણી, નામ જેનું સતિ નિરમળ ॥
તદપિ મળ્યું તેહને, છેવટે નિજ છળનું ફળ ॥
યાચ્યો થાતાં અમર, સ્નેહ શિવનો મન સતિએ ॥
પ્રભુ ઇચ્છાથી પ્રગટ, સ્વિકાર્યો શંકર પતિએ ॥
ભગવતી હિમાલયને ભુવન, એ કારણથી અવતર્યાં ॥
પાર્વતી નામ પામ્યાં પરમ, વિશ્વનાથ શિવને વર્યાં ॥ ૧

## દોહરા

કહ્યું યથારથ એ કથા, અધિકાંશે આદ્યંત ॥
સાંભળતાં હૃદયે સુખદ, ઉપજે હર્ષ અનંત ॥ ૨
સર્વ મંગળા શૈલગ્રહ, દિવ્ય પ્રગટ સુખદાઈ ॥
પ્રગટયાં ત્યારે ત્યાં પરમ, સકળ સંપદા છાઇ ॥ ૩
કર્યા આશ્રમો મુનિજને, જે તે સ્થળે સપ્રેમ ॥
ઉચિત વાસ તુહિના ચળે, આપ્યા સાદર એમ ॥
વેલિ વિટપ નવ પલ્લવિત, ફૂલે ફળે સદાય ॥
સર સરિતા જળ વહન સહ, પરમાનંદ પ્રદાય ॥ ૫
ખગ મૃગ ભૃંગ રહે ખુશી, વિગતે વૈર વિહીન ॥
ઉઘડયા હિમગિરિ આલયે, નિધિ મણિ તણા નવીન ॥ ૬

## છપ્પય

ગિરિઆથી હિમગિરી, તણું ઘર શોભિત તેવું ॥
શોભે પ્રભુ ભક્તિથી, માંનવીનું મુખ જેવું ॥
બ્રહ્માદિક ગુણ ગાય, જેહના નવિન નવિન નિત ॥
ત્યાં આવ્યા તત્કાળ, સુણી નારદ કૌતુકિ ચિત ॥
સેવ્યા સપ્રેમ આદર સહિત, ગિરિરાજે કરિ પરિક્રમા ॥
નિજ પતિ સહિત પછિ પ્રણમિને, મુનિ ચરણે મેલી ઉમા ॥ ૭

## દોહરા

હિરણ્યગર્ભ હરિ હરિ તણા, નારદ હે નિષ્પાપ ॥
ત્રિકાળજ્ઞ સરવજ્ઞ મુનિ, અવ્યાહત ગતિ આપ ॥ ૮
કહો ભાવિ આ કુઁવરિનું, વિગતે હૃદય વિચારિ ॥
સુજ્ઞ આપ પ્રત્યે સહજ, એ વિજ્ઞપ્તિ અમારિ ॥ ૯
શુદ્ધ તમ્હારિ કુઁમારિ શુભ, ગુણ સહીત ગિરિરાય ॥
વધા વિહશિ મુનિ મર્મનાં, વચન વિનોદ પ્રદાય ॥ ૧૦
સ્વાભાવિક સમ્પન્ન શિલ, લક્ષણ સર્વ લલામ ॥
ઉમા ભવાની અંબિકા, નિર્મળ એ શુભ નામ ॥ ૧૧
પતિને પ્યારી પત્નિ એ, થાશે સલજ મૃયાદિ ॥
શુભ અખંડ સૌભાગ્ય સહ, પોષક પતિસુતૃતાદિ ॥ ૧૨

## છપ્પય

વળી વિશ્વ વંદનિય, પક્ષ બેઉ દિપાવશે ॥
એને અનુસરિ અન્ય, સ્ત્રીઓ પતિવૃત સુધારશે ॥
સફળ મનોરથ થશે, શ્રેષ્ટ ભાવિક સેવકના ॥

એવા છે શુભ અંક, જાગતી જોત ઝલકના ॥
ઉચરાશે આદ્ય શક્તિ એ, અખિલેશ્વરિ યોગેશ્વરી ॥
ત્રિભુવનેશ્વરી વિશ્વેશ્વરી, દેવેશ્વરિ માહેશ્વરી ॥ ૧૩

## દોહરા

શૈલરાજ હે સાંભળો, એ સદ્દગુણ અનુસાર ॥
તવ તનુજાના દૈવમાં, અવગુણ પણ બે ચાર ॥ ૧૪
રાગદ્વેષ પિતુમાતુ વિણ, અગુણ નિશંક અમાન ॥
નગ્ન અમંગળ વેષ તન, મન નિષ્કામ મહાન ॥ ૧૫
એવો પતિ યોગી ઝટિલ, પામે ઉમા પ્રસિદ્ધ ॥
પડી હસ્ત રેખા પ્રગટ, વિગતવાર એ વિદ્ધ ॥ ૧૬
સુણિ નારદ દેવર્ષિના, સત્યતણી સરસાઇ ॥
દંપતિને અતિ દુખ થયું, ઉમા હૃદય હરખાઇ ॥ ૧૭
એક દશામાં સર્વની, સમજણના જે ભેદ ॥
નારદ બુદ્ દૈવજ્ઞ પણ, કળિ ન શકયા એ ભેદ ॥ ૧૮

## છપ્પય

ગિરિ મૈનાં સખિ સહિત, હતાં ઉમિયાદી જે જે
તન પુલકિત તેમણે, સજળ દૃગ ભરિયાં સ્હેજે
વાણી જાંણી સત્ય, દેવરુષિએ જે ભાખી
એજ ભરોંસા યુક્ત, હૃદય ઉમિયાએ રાખી
શિવ ચરણકમળ દૃઢ સ્નેહ પણ, મળવામાં કઠણાઇ બહુ
નિજ સ્નેહ ગુપ્ત રાખ્યો હૃદય, સુણી વચન શોચે સહુ ॥૧૯

## દોહરા

દેવ રૂષી કેરૂં વચન, મિથ્યા કદી ન થાય ॥
સમજી એમ સખિઓ સહિત, દંપતિ દિલે દુભાય ॥ ૨૦
અતી ધૈર્ય ધરિ ઉચ્ચર્યા, રૂષિ પ્રત્યે ગિરિરાય ॥
દેવર્ષી હે દાખવો !, કરવો કવણ ઉપાય ॥ ૨૧
તવ દેવર્ષી ઉચ્ચર્યા, વચન સુણો હિમવંત ॥
વિધિના અંક મટે નહીં, રહો સદા નિહચંત ॥ ૨૨
તો પણ કહું તે સાંભળો, એનો એક ઉપાય ॥
સફળ થાય કદિ જો કરે, રહેજે દૈવ સહાય ॥ ૨૩
મળે જે પ્રથમ મેં કહ્યો, એજ ઉમાને કંત ॥
શૈલરાજ હે સાંભળો, વચન નિશંશયવંત ॥ ૨૪

## છપ્પય

અનુમાન્યા મેં પ્રથમ, દોષ વરના છે જે જે
વિદ્યમાન છે સકળ, ત્રિપૂરારીમાં તે તે
ઉમા વરે ઈશને, પ્રથમ વૃત્તી છે પ્રૌઢ
તો શ્રૃતીમાં કહે, દોષ ગુણ સમ સહુ કોઈ
વિખ્યાત વિશ્વ શ્રીવિષ્ણુનું, શયન શેષ પર જેમ છે
નવ ધરે દોષ ગુણિ લક્ષમાં, ત્રંબકનો પણ તેમ છે ॥ ૨૫

## દોહરા

શ્રેષ્ટ નેષ્ટ સહુ વસ્તુને, અડે કિરણથી ભાનું ॥
તેમ પ્રજાળે જ્વાળથી, નિરખો વળી કૃશાનું ॥ ૨૬

જળમાં જળ નિરમળ મલિન, જુઓ સકળ વહિ જાય
પવિત્ર તો પણ પ્રથમથી, ગંગા સદા ગણાય ॥ ૨૭
સુરસરિ પાવક સુર્ય સમ, નહિ સમર્થ ને દોષ
છે સમર્થ એવા સદા, શંકર આશતોષ ॥ ૨૮
બરાબરી કરવા બહે, અજ્ઞ ધરી અભિમાન
નર્ક ગતિ તે નર લહે, જીવ ન શીવ સમાન ॥ ૨૯
સુરસરિ જળ કૃત જાંણિ મદ, પિયે સંત કદિ નાંહિ
પણ પવિત્ર એ થાય મદ, મળતાં સુરસરિ માંહિ ॥ ૩૦

## છપ્પય

સ્વાભાવિક જે સદા, શીવ સમરથ જગદિશ્વર
તો છે નિજ કલ્યાણ, વરે ઉમિયા જો એ વર
કષ્ટ સહે પણ યદી, દેવ જે દુરારાધ્ય છે
તદપી આશૂતોષ, સત્ય સ્નેહથી સાધ્ય છે
હે શૈલરાજ જો હર્ષથી, તવ કૌંમારી તપ કરે
આ વિશ્વેશ્વરિ વિશ્વેશ એ, તો વર શંકરને વરે ॥ ૩૧

## દોહરા

જોકે જગમાં વર હશે, જોતાં એવો કોક ॥
પણ ગિરિજાને શિવ વિના, અન્ય સર્વ છે ફોક ॥ ૩૨
કહિ કલ્યાણ ગિરીશને, સુખ વાંણી સહસ્નેહ
ઉમિયાને આશીષ દઇ, ગવન્યા મુનિ વિધિ ગેહ ॥ ૩૩
વચન સુણી દેવર્ષિનાં, કરતી મન કલ્પાન્ત ॥
પછિ મૈંનાં પતિને કહે, આવીને એકાન્ત ॥ ૩૪

વર ઘર કુળ વળિ યોગ્ય વય, મળે સદા સુખ્ખકારિ
કરૂં વ્યાહ પુત્રી રહે, નહિં તો ભલે કુઁવારિ ॥ ૩૫
હે પિયુ ? મુજ પુત્રી ઉમા, પ્યારી પ્રાણ સમાંન ॥
મળે ન જો અનુરૂપ વર, મ્હેંણું રહે મહાંન ॥ ૩૬
લોક રૂઢી સમ પ્રથમથી, કરિ મન માંહિં વિચાર ॥
કરો વ્યાહ જેથી પછી, રહે ન ફિકર લગાર ॥ ૩૭

વચન ઉચારી એમ, નમી મૈંના ગિરિ ચરણે
સહિત સ્નેહ તે સમય, એમ ગિરિનાયક વરણે
ચુવે અગ્નિ ચંદ્રથી, હીમ સુર્યથી શ્રવે યદિ
પણ નારદનું વચન, નહીં મિથ્યાજ થાય કદિ
હે પ્રિયા શોચ પરિત્યાગિને, જગતનિયંતાને સમર
નિર્માણ કર્યો એણે હશે, ઉમિયા માટે યોગ્ય વર ॥ ૩૮

## દોહરા

હવે સુતા પર હોય જો, તમને સ્નેહ વિશેષ ॥
તો હિતકારક તેહને, આપો જઈ ઉપદેશ ॥ ૩૯

ઉમા એહ તપ આદરે, જેથી મળે મહેષ
એજ ઉપાયે આપણા, મનના મટે કલેશ ॥ ૪૦

સર્વ સકારણ શુભવચન, છે નારદનાં સત્ય
શંભુ સર્વ સદગુણ નિધી, કારક જન કૃતકૃત્ય ॥ ૪૧

સર્વ પ્રકારે સર્વદા, નિષ્કલંક ત્રિપુરારિ
તજો સર્વ શંકા તમે, હૃદયે એમ વિચારિ ॥ ૪૨

સુણી વચન નિજ સ્વામિનાં, ઉર ધરિ હર્ષ અપાર
પુત્રી પાસે પ્રેમથી, ગઇ સઘ ગિરિનાર ॥ ૪૩

છપ્પય

ગિરિજાને લઇ ગોદ, સ્નેહ જળ ભરિ લોચનમાં
વદિ ન શકે મુખ વાત, વિગત મનની નિજ મનમાં
એ વિધિથી અકળાતિ, જનનિની મનગતિ જાણી
જગત જનનિ સરવજ્ઞ, ઉમા ઉચરી એ વાણી
હે પ્રિય માતુ ? સુણ સ્વપ્નમાં, એવૂં મેં જોયું અહા ?
કે જાણે ઉપદેશે મને, ગૌર વિપ્ર જ્ઞાની મહા ॥ ૪૪

દોહરા

તું કર તપ જઈ વન વિષે, હે ગિરિરાજ કુઁમારિ ॥
દેવર્ષી નારદ તણું, વાચક સત્ય વિચારી ॥ ૪૫
માત પિતા પણ છે ખુશી, એ વિચાર અનુસાર ॥
સુખપ્રદ તપ છે સર્વદા, વિનશક દોષ વિકાર ॥ ૪૬
વિરચે તપબળથી વિધી, દ્વન્દ સકળ ગુણ દોષ ॥
વિષ્ણું પોષે તપ વડે, જીવ ચરાચર કોષ ॥ ૪૭
હરનિજ તપબળથી હરે, સમય મુજબ સંસાર ॥
નિજ તપબળથી સૃષ્ટીનો, ધરે શેષ શિર ભાર ॥ ૪૮
વળિ થવાય તપથી વિદિત, અવિધ રાજ અધિકારિ ॥
સમજી એમ નિશ્ચય હૃદય, કર તપ શૈલકુઁમારિ ॥ ૪૯

છપ્પય

સુણી સ્વપ્નની વાત, હર્ષ હૃદયે બહુ લાવી

મેંનાંએ અથ ઈતી, શૈલને કહિ સઁભળાવી
પિતા માતુને પછી, પ્રેમથી પ્રણમી પાયે
કરવા તપ કાન્તાર, લીધી આજ્ઞા ઉમિયાએ
પરિવાર પ્રીય માતા પિતા, તુર્ત થયાં ત્યારે વિકળ ॥
શ્રીવેદ શિરા મુનિએ બહુ, સમજાવ્યાં ત્યાં જઇ સકળ ॥ ૫૦

## દોહરા

પ્રાણપ્રીય પતિ પદ્મ પદ, ઉર ધરિ કરિ અતિ પ્યાર ॥
ગિરિજા તપ કરવા ગયાં, મહા વિપિન મોઝાર ॥ ૫૧
નહીં કલેશ તપ યોગ નિજ, કાયા અતિ સુકુમાર ॥
પણ ત્યાગ્યા પારવતિએ, વૈભવ વિવિધ પ્રકાર ॥ ૫૨
પ્રતિદિન નૂતન શંભુ પ્રદ, પ્રગટ થાય અતિ પ્રેમ ॥
ગઈ વિસરી નિજ તન ગતી, ઉમા તપે મન એમ ॥ ૫૩
લીધાં વર્ષ સહસ્ર લગિ, ફૂલ કંદ ફળ મૂળ ॥
ઉમાદેવિ નિજ અંગપર, સહે વિપિન તપ સૂળ ॥ ૫૪
કેટલાક અપવાસ કરિ, તજી ભૂખ ને તર્ષ ॥
વળી વિતાવ્યાં વિપતથી, શાક ખાઇ સત વર્ષ ॥ ૫૫

## છપ્પય

વેલ પત્ર સુષ્કથી, વર્ષ ત્રણ સહસ વિતાવ્યાં ॥
તે પણ તજ્યૅ પછિ નામ, અપર્ણાથી ઓળખાયાં ॥
મહાદેવિ મુખ જાપ, શિવોહં જપે શિવોહં ॥
તારતમ્ય થઈ તપે, શંભુમય ઓહં સોહં ॥
આકૃતી ક્ષીણ પારવતિની, ગતી દેહની સર્વ ગઈ ॥

તે વખત પ્રગટ પરિબ્રહ્મની, ગગન ગિરા ગંભીર થઈ ॥૫૬

## દોહરા

સુણ હે ગિરિજા તુજ સહૂ, થયા મનોરથ સિદ્ધ ॥
ત્યાગ દુસહ દુખ તૂં હવે, પામિશ શંભુ પ્રસિદ્ધ ॥ ૫૭
જ્ઞાનીજન બહુ થઇ ગયા, જતી તપ્યા કરિ જપ્પ ॥
કર્યું કદી નહિ કોઇએ, તુજ સમ ગિરિજા તપ્પ ॥ ૫૮
હવે હૃદય ધર સત્ય એ, ગિરા બ્રહ્મ ગિરવાંણ ॥
સુચક ભાવિ નિજ શુભ સદા, પર્મ પવિત્ર પ્રમાણ ॥ ૫૯
તુજને જ્યારે તેડવા, આવે પિતા સપ્રેમ ॥
ત્યારે જાજે ઘેર તૂં, ત્યાગીને હઠ તેમ ॥ ૬૦
જ્યારે સપ્ત ઋષી મળે, તુજને બ્રહ્મ સુજાંણ ॥
ત્યારે મન તું જાંણજે, બ્રહ્મગિરા સપ્રમાણ ॥ ૬૧

## છપ્પય

થઇ સાંભળિ નભ થકી, વિધીની ગિરા વખાણી
વપુ રોમાંચિત વિકસિ, હૃદય ઉમિયા હર્ષાણી
શુદ્ધ બુદ્ધિ બળ સહિત, વિવેકે એમ વિચાર્યું
આશૂતોષે અહા, સ્નેહવૃત્ત મુજ સંભાર્યું
એ પર્મ પ્રતાપથકી અહીં, તપ સાર્થક મારૂં થયું
પ્રિય માતપિતાને દુખ મહા, મુજ ચિન્તાનું મટિ ગયું ॥ ૬૨

## દોહરા

વિમળ એહ વિધિ વર્ણવ્યું, ઉમા ચરિત્ર પવિત્ર
હવે શંભુનું હર્ષથી, વર્ણું સ્વચ્છ ચરિત્ર ॥ ૬૩

શ્રીસતિએ સ્વશરીરનો, કર્યો જ્યારથી ત્યાગ ॥
થયો શંભુને ત્યારથી, વિપુળ હૃદય વૈરાગ ॥ ૬૪
રટયા કરે નિજ હૃદયમાં, નિત્ય રામનું નામ ॥
શ્રેષ્ટ સકળ થળ સાંભળે, રમ્ય રામગુણ ગ્રામ ॥ ૬૫
રહિત મોહમદ કામ રિપુ, સદા સચ્ચિદાનંદ ॥
સુખપ્રદ ઉરધરિ શ્રીહરી, વિચરે શિવ જગવંદ ॥ ૬૬
કદિ મુનિવૃન્દોને કરે, અડગ જ્ઞાન ઉપદેશ ॥
કદિ રઘુનાયકની કથા, વરણે શ્રી વિશ્વેશ ॥ ૬૭

## છપ્પય

વ્યતિત કર્યો બહુ વખત, રામ પદ પ્રેમ એમ અતિ ॥
શંભુ હૃદયની શ્રેષ્ટ, વિલોકી અચળ ભક્તિ વૃત્તિ ॥
પ્રગટ થયા ત્યાં પ્રભૂ, રામ ઘટ ઘટ રમનારા ॥
તેજવંત ત્રિપુરારિ, તણા નયનોના તારા ॥
પ્રભુ કૃપાનિધીએ શંભુની, કરી પ્રશંશાને કહ્યું ॥
નિજ અડગવૃત્ત માટે અહા, હે શિવ બહુ સંકટ સહ્યું ॥ ૬૮

## દોહરા

સમજાવ્યા શ્રી શંભુને, પ્રભુએ વિવિધ પ્રકાર ॥
પુનર્જન્મ સતિનો કહ્યો, સહ સુકૃત વિસ્તાર ॥ ૬૯
વ્યાહો ગિરિજાથી હવે, જો મુજપર નિજ પ્રેમ ॥
વિનય વિવેક વડે વદ્યા, હરિવર હરને એમ ॥ ૭૦
પછિ હરિવરને હર કહે, યદપિ ઉચિત નહિ એહ ॥
પણ ન તજાય વચન અને, નાથ આપનો નેહ ॥ ૭૧

આજ્ઞા પાળું આપની, શિરને સાટે સ્હેજ ॥
શ્રુતી શાસ્ત્ર મર્યાદ સહ, પરમ ધર્મ મુજ એજ ॥ ૭૨
માતપિતા ગુરૂ સ્વામિની, વંદ્ય સુઆજ્ઞા વાંણિ ॥
પરમ ઉચિત છે પાળવી, સુખદાયક શુભ જાંણિ ॥ ૭૩

છપ્પય

કહું પરમ હિતકારિ, સર્વ વિધિએ મુજ સ્વામી ॥
રાખું આજ્ઞા હૃદય, નિત્ય આપને નમામી ॥
સુણિ શિવનાં એ વચન, ધર્મ ભક્તી વિવેકમય ॥
સંતોષ્યા શ્રીરામ, નિભાવણ નાથ નેહ નય ॥
પછિ કહ્યું પ્રભુએ શંભુને, ભલું આપનું પ્રણ રહ્યું ॥
પણ હવે હૃદય એ રાખજો, મેં જે પુર્વે છે કહ્યું ॥ ૭૪

દોહરા

અન્તર્ધ્યાન થયા હરી, હરને એ મુખ ભાખિ
ભગવાને ભગવાનની, હૃદય મૂરતી રાખિ ॥ ૭૫
આવ્યા પ્રભુ પ્રેર્યા થકા, સપ્તઋષી શિવ પાસ ॥
સદાશીવ આનંદ સહ, વધા સુવચન વિલાસ ॥ ૭૬
પ્રેમ પરિક્ષા પામવા, પ્હોંચો ગિરિજા પાસ ॥
ગિરિને પ્રેરો લઇ જવા, ગિરિજાને ગિરિવાસ ॥ ૭૭
વિચર્યા ઋષિઓ વનવિષે, ઉમા વિલોકયાં એમ ॥
મહામૂરતીવંત છે, જોત તપશ્યા જેમ ॥ ૭૮
હે ગિરિજાદેવી કહો, કરો વિપિન તપ કેમ ॥
શૂં ચાહો કોને જપો ?, ઉચર્યા રૂષિઓ એમ ॥ ૭૯

## છપ્પય

સુણી વચન રૂષિ તણાં, ઉમા બોલ્યાં અણગર્વે ॥
ઉચ્ચરતાં શરમાઉં, સુણી હશશો વળિ સર્વે ॥
હૃદય હઠીલું થયું, સુણે નહિ સ્હેજ શિખામણ ॥
અડગ ભીંત જળ ઉપર, ચહે ચણવી અણ સમજણ ॥
ગણિ સત્ય વચન નારદતણું, ઇચ્છું અપંખ ઊડવા ॥
મુનિ ક્ષમા કરો અવિવેક મુજ, પતિ શિવ ચાહું પામવા ॥ ૮૦

## દોહરા

એ સુણિ હશિ ઋષિ ઉચ્ચર્યા, હે ગિરિજા તપવેષ ॥
કર્યું વર્યું ઘર સાંભળી, નારદનો ઉપદેશ ॥ ૮૧
ઋષિ નારદ જગ શ્રાપ વશ, વિચર્યા કરે વિશેષ ॥
વાળ્યા દાટ ઘણાય ના, આપીને ઉપદેશ ॥ ૮૨
સંતવેષ કૃત કપટ સહ, નિજ સમ કરવા ચ્હાય ॥
સુણે શિખાંમણ એહની, એ જગ ભિક્ષુક થાય ॥ ૮૩
રહ્યાં એહના વચન પર, રાખીને વિશ્વાસ ॥
ઇચ્છો પતિ શ્યા કામનો, ઉર અવિકાર ઉદાસ ॥ ૮૪
વળિકુળ ઘર જર વગરનો, નગ્ન કુવેષ નિલ્લજ્જ ॥
વર એવો નિર્ગુણ વરી, શ્યા લેશો સુખસજ્જ ॥ ૮૫

## છપ્પય

ભલાં ગયાં ભોળવાઈ, મહા ઠગનાં ભોળવાયાં
કલેશદલાલે એહ, કૈંકનાં સુખ ઑળવાયાં
પંચ કહે વળિ એમ, દક્ષપુત્રી હર વર વરિ

હુરે હરાનો નાશ, કરાવ્યો કોઇ યત્ન કરિ
વિણ શોચ સુવે સુખથી હવે, ભિક્ષાથી ડોઝર ભરી ॥
વર એવો વરિ એકલગરો, શું સુખ માંણે સુંદરી ॥ ૮૬

## દોહરા

હજુ પણ માનો ઠીક છે, કહ્યું હમારૂં સત્ય ॥
તહ્મો કાજ ધાર્યો અમે, વર સુંદર સદવૃત્ય ૮૭
સર્વોપરિ સદગુણ સહિત, સુખદ સુશીલ સદાય ॥
જગવિદીત જશ જેહનો, વેદ વિવિધ વિધિ ગાય ॥ ૮૮
એવો મેળવિ આપિયે, વર વ્યાપક વિશ્વેશ ॥
થાય સારથક જેહથી, કર્યા સહન વન કલેશ ॥ ૮૯
સુણી વચન સપ્તર્ષિનાં, ઉમિયાં હરશ્યાં અપાર ॥
સત્ય હૃદયની સનમુખે, ઉચર્યાં ગિરા ઉદાર ॥ ૯૦
ગિરિથી પ્રગટ થયેલિ હું, કહો આપ એ સત્ય ॥
પ્રાણ ભલે ગત થાય પણ, હઠે ન નિજ હઠ વૃત્ય ॥ ૯૧

## છપ્પય

કહ્યું ઉપલ ભવ કનક, બળે પણ તજે ન નિજપણ ॥
કહું સત્ય મુખ કથન, એમ હું તજું ન મુજ પ્રણ ॥
વિનસે કે ઘર વસે, ડરૂં એથી ન જરી દિલ ॥
ઋષિ નારદનું વચન, સત્ય માની રહુ સામિલ ॥
જગમાં વિશ્વાસ ધરે ન જે, પરમ જ્ઞાનિ ગુરૂ વચન પર ॥
સ્વપ્ને પણ તે સુખ સિદ્ધિને, ભોગવે ન જીંદગાનિ ભર ॥ ૯૨

## દોહરા

અવગુણિ વર ઈશ્વર વગર, અવર વ્યર્થ ગુણિ અત્ય ॥
જેને મન જે એહને, સદા એહ છે સત્ય ॥ ૯૩
મળ્યા હોત મુજને પ્રથમ, હે યતિઓ જો આપ ॥
માનત શિક્ષા આપની, તન સહત ન વન તાપ ॥ ૯૪
હરહિત હાર્યો જન્મ મેં, નભ્યું નેહ વૃત નેમ ॥
અવગુણ કે સદ્દગુણ હવે, કહો વિચારૂં કેમ ॥ ૯૫
હઠે પડેલા હોવ કદિ, જો મન રહ્યું ન જાય ॥
તો વર કન્યા કૈંક જગ, ઇચ્છિત કરો ઉપાય ॥ ૯૬
કોટી જન્મ સુધી કહું, જક મ્હારી છે જેહ ॥
વરૂં શંભુ નહિ તો રહું, અવશ્ય કુવારી એહ ॥ ૯૭

## છપ્પય

દૈવ જ્ઞાત નારદે, મ્હને જે દિધી શિખાંમણ ॥
કહે શંભુ સો વાર, તજું નહિઁ તેહ તો'ય પણ ॥
સ્નેહે વિનય સહીત, નમન હું કરૂં આપને ॥
હવે સઘ નિજ ધામ, પધારો તજી પ્રલાપને ॥
અદ્દભૂત પ્રેમ શિવના ઉપર, અવિલોકી ઉમિયા તણો ॥
જય ધ્વની સપ્તઋષિ ઉચ્ચર્યા, ધન્યવાદ આપી ઘણો ॥૯૮॥

## દોહરા

આપ મહામાયા અને, બ્રહ્મ શંભુ ભગવાન ॥
જય જગ માતપિતા કહી, નમિને કર્યું પ્રયાન ॥ ૯૯
ત્યાંથી તુહિનાલય તરફ, વળિયા ગિરિને વાસ ॥

પ્રેરી ગિરિને પ્હોચિયા, સપ્તઋષી શિવ પાસ ॥ ૧૦૦
ઋષિઓના પ્રેર્યા થકા, પ્રેમે રૂડી પેર ॥
ઉમિઆને આદર સહિત, ગિરિ લાવ્યા નિજ ઘેર ॥ ૧૦૧
ત્યાં ઋષિએ ત્રિપુરારિને, કહી ઉમાની કથ્ય ॥
પૂર્ણ હર્ષ સુણિ પામિયા, સદાશીવ સમરથ્થ ॥ ૧૦૨
નામ શંભુનો નિજ હૃદય, નિર્મળ રાખી નેહ ॥
નમન કરી સવિનય સકળ, ગવન્યા મુનિ નિજ ગેહ ॥ ૧૦૩

છપ્પય

સ્મર્યા શંભુએ સધ, હૃદય પછિ રમ્ય રામને ॥
ત્યારે તારક અસુર, ત્રાસ દે સુર તમામને ॥
પછી કર્યો પોકાર, સુરોએ જઇ વિધિ સનમુખ ॥
સમજાવી સર્વને, સધ વિધિએ મનવ્યું સુખ ॥
પછી કહ્યું વિધીએ પ્રેમથી, સુણો અમર એ વિધિ બને ॥
સુત પ્રગટ શંભુથી થાય જે, તે જીતે રણ દનુજને ॥ ૧૦૪

દોહરા

ત્યારે તારક અસુરનું, તુર્તજ મૃત્યુ થાય ॥
નિશ્ચય હરને હાથ છે, એનો એજ ઉપાય ॥ ૧૦૫
કહે વિધી મ્હારો કહ્યો, સત્વર કરો ઉપાય ॥
સિદ્ધ થાય શુભ કાર્ય સહુ, ઇશ્વર કરે સહાય ॥ ૧૦૬
સતિએ ત્યાગી છે પ્રથમ, દક્ષ યજ્ઞમાં દેહ ॥
જન્મ ધર્યો છે પુનઃ જઇ, ગિરી હિમાલય ગેહ ॥ ૧૦૭
તેણે કરિયું પુર્ણ તપ, હર વર વરવા હેત ॥

હર સમાધિ ત્યાગ્યા હવે, ધરણ ધર્મ વૃત સ્વેત ॥ ૧૦૮
કાર્ય સિદ્ધ થાતાં કહું, છે મ્હોટો સંદેહ ॥
તહ્મો સાંભળો તો'ય પણ, યથા હકીકત એહ ॥ ૧૦૯

## છપ્પય

મનમથને મોકલો, સદ્ય શંભુને સમીપે ॥
ક્ષોભ કરે સ્વાન્તમાં, પ્રગટ નિજ વિષય પ્રદીપે ॥
ત્યારે જઇ ત્યાં હુંજ, શંભુને શીષ નમાવી ॥
મનાવીશ મન તુર્ત, સત્ય હકિકત સમજાવી ॥
પાળવા વચન મુજ શંભુ પછિ, પારવતીને પરણશે ॥
ચિન્તા ન ધારશો રંચ પણ, સહુ વિધિએ સારૂં થશે ॥ ૧૧૦

## દોહરા

કહ્યુ પછી સહુ કોઇએ, આ વિચાર અતિ શ્રેષ્ઠ ॥
અને અમારો કાર્ય ક્રમ, એથી થશે યથેષ્ટ ॥ ૧૧૧
મળિ દેવાએ મદનનુ, કર્યું પ્રાર્થના કર્ત ॥
વિષમ બાણ સહ મીન ધ્વજ, તે થળ પ્રગટયો તર્ત ॥ ૧૧૨
સુણિ વિનતી સુર સકળની, ઉચર્યો મનમથ એમ ॥
જરિ પ કદી ન જાણવો, શિવ વિરોધમાં ક્ષેમ ॥ ૧૧૩
કહું તમારા કાર્ય હિત, તો પણ છું તૈયાર ॥
પર્મધર્મ શ્રુતિ શાસ્ત્ર પથ, કરવો પર ઉપકાર ॥ ૧૧૪
નિડર હૃદયના જે નરો, પરહિત અરપે પ્રાંણ ॥
સદા તેહનાં સંતને, વેધૂ કરે વખાંણ ॥ ૧૧૫

## છપ્પય

કહી એમ પછિ કામ, કરી તૈયારિ જવાને ॥
સહ સહાય ધનુ સુમન, થયો ત્યાં થકી રવાને ॥
શિવ વિરોધથી મૃત્યુ, વિચરતાં હૃદય વિચાર્યું ॥
પરિબળ સહિત પ્રભાવ, વિપુળ નિજનું વિસ્તાર્યું ॥
સ્વાધીન થયો સંસાર સહુ, કંદ્રપ જ્યારે કોપિયો ॥
વિશ્રબ્ધ તતક્ષણ વારમાં, પર્મ વેદ પથ લોપિયો ॥ ૧૧૬

## દોહરા

સંયમ જત સદ્આચરણ, ધૈર્ય ધર્મ વૃત ટેક ॥
જ્ઞાન યોગ જપ તપ વિરતિ, વિનશ્યું કટક વિવેક ॥ ૧૧૭
સચર અચર જગ જીવ સહ, જે નર નારી જાત ॥
તજી મૃયાદ તે મદન વશ, થયાં જ્ઞાત અજ્ઞાત ॥ ૧૧૮
મથિયાં મન સહુ મનમથે, આપ તણે ઉપચાર ॥
રઘુનંદે જે રાખિયાં, તે ઉગર્યાં તે વાર ॥ ૧૧૯
સમર શિવ સમિપ જ્યાં સુધી, ગવન્યો ગત સંદેહ ॥
થયું જગતમાં ત્યાં સુધી, બે ઘડિ કૌતુક એહ ॥ ૧૨૦
સમર પછી શંકિત થયો, જોઇ શંભુ જે વાર ॥
હૃદય શાન્ત થઇ પુર્વવત, સકળ શ્રૃષ્ટિ તે વાર ॥ ૧૨૧

## છપ્પય

ઉતર્યે આસવ યથા, થયા જગ જીવ સુખી સહુ ॥
દેવ રૂદ્રને દેખિ, હૃદયમાં ભય માન્યો બહુ ॥
અવર્ણનિય સંકોચ, થાય વળિ પાછું ફરતાં ॥

રચ્યો યત્ન મનમથે, મૃત્યુને નિશ્ચય કરતાં ॥
પ્રગટાવી ઋતુ વસંત ત્યાં, ઉપવનમાં આનંદ પ્રદ ॥
મૃતકને મદન વ્યાપ્યા સમો, સ્નેહ વધ્યો ઉપરાન્ત હદ ॥૧૨૨

## દોહરા

કટક સહિત થાકયો કરી, તકની કળા તમામ ॥
નિજ સમાધિ ત્યાગ્યા ન શિવ, કોપ્યો ત્યારે કામ ॥ ૧૨૩
ચઢિ રસાળના વૃક્ષ પર, જોડયું સર જે સંગ ॥
વેગે છુટિ ઉર વાગિયું, શિવ જાગ્યા એ સંગ॥ ૧૨૪
ક્ષોભ થતાં જગખળભળિત, વિકટ દષ્ટિ કરિ વામ ॥
જોવા પહેલાં જ્વાળથી, થયો ભસ્મ ત્યાં કામ ॥ ૧૨૫
શિવના ત્રીજા નેત્રનો, પ્રૌઢ અખંડ પ્રતાપ ॥
પળમાં સઘળે પ્રસરતાં, સુર કંપિત ભય શ્રાપ ॥ ૧૨૬
રોતિ આવતી જોઈ રતિ, કહ્યું શિવ થયા પ્રસન્ન ॥
પામિશ દ્વાપર સતન પતિ, વ્યાપ્ત હવે વિણતન્ન ॥ ૧૨૭

## ત્રતિય તિર્થ છપ્પય

ગઇ રતી નિજ ગેહ, સુણી વાંણી શંકરની ॥
વિચરિ જાંણિ વૈકુંઠ, સહિત વિધિ સભા અમરની ॥
ત્યાંથી સુર સહુ ગયા, વિષ્ણું વિધિ સહ શિવ પાસે ॥
શ્લાધ વિવિધ સાંભળી, વધા શિવ પરમ હુલાસે ॥
હે સુર સમાજ મળિ સહુ તમે, આવ્યા અહિં શી આશથી ॥
ઉચર્યા વિધિ શિવને આપની, જાંણ બ્હાર કંઇ પણ નથી ॥ ૧

## દોહરા

હે દયાળુ પ્રભુ દેવ હર, અન્તર્યામી આપ ॥
તદપિ સ્નેહથી સર્વની, વિનતી એ જગ વ્યાપ ॥ ૨
ઉત્સુક અમો તમામની, ચિતમાં એ છે ચાહ ॥
નેત્ર ભરીને નિરખિયે, વિમળ આપનો વ્યાહ ॥ ૩
અર્જ સ્વિકારો સઘ એ, મનમથ મદ મોચન્ન ॥
જેથી લઇએ જોઇને, લાભ પરમ લોચન્ન ॥ ૪
સમર પ્રજાળી રતિ તણા, વિભૂ થયા વરદાઇ ॥
કરવી સાસન પર કૃપા, પ્રભુની એ પ્રભુતાઇ ॥ ૫
તપ કરિ કુંદન સમ તપી, ઉમા અરણ્ય અપાર ॥
હે પ્રભુ સઘ કરો હવે, એનો અંગીકાર ॥ ૬

## છપ્પય

વિષ્ણું સમ ગણિ વેણુ, દિવ્ય સર્વોપરિ દાંની ॥
એમ થશે એ કહ્યું, મહાદેવે સુખમાંની ॥
ત્યારે દીધાં ત્યાંજ, દુંદુભી દેવ સમાજે ॥
પુષ્પ વૃષ્ટિ કરિ પરમ, ઉચરિ જય જયતિ અવાજે ॥
સપ્તર્ષિ આવિયા એ સમય, જવા કહ્યું વિધિ ગિરિ ગ્રહે ॥
ત્યાં જઇ રૂષિઓ પારવતિને, કપટ યુક્ત વચનો કહે ॥ ૭

## દોહરા

નારદનો ઉપદેશ લઇ, ન ગણ્યું વચન હમારૂં ॥
સમર પ્રજાળ્યો શિવજીએ, થયું પ્રણ ભ્રષા તમારૂં ॥ ૮

ઉમા વદ્યાં મુનિ આપનું, કથવું ઉચિત પ્રકાર ॥
શંભુ આપની સમજમાં, શું હજુસુધિ સવિકાર ? ॥ ૯
યાદ મને તો એમ છે, આદ્યથીજ શિવ યોગિ ॥
અવિકારી અવિનાશિ અલ, અજઅનવદ્ય અભોગિ ॥ ૧૦
સમજું એમ સેવ્યા હશે, જો મેં સાચે સ્નેહ ॥
તો શિવ સાચવશેજ પ્રણ, અડગ ટેક મુજ એહ ॥ ૧૧
આણ સમજણ છે આપની, કહો બળ્યો જે કામ ॥
ત્રાસે પાવક પાસ તો, હીમ ભરે જો હામ ॥ ૧૨

## છપ્પય

સુણી ઉમાનાં વચન, ઋષિશ્વર પરમ હુલાસે ॥
અડગ ટેક ઓળખી, ગયા હિમગિરિની પાસે ॥
ત્યાં જઇ વાત તમામ, યથારથ કહિ સંભળાવી ॥
સમર દહન સાંભળી, અધિક ચિન્તા ચિત આવી ॥
વરદાન કહ્યું પછિ રતિ તણું, ગિરીરાજ હર્ષ્યા ઘણા ॥
કહ્યું વાહ વાહ વળિ હોય પ્રભુ, મહાદેવમાં શી મણા ! ॥ ૧૩

## દોહરા

તેડાવ્યા તુહિનાચળે, ગોત્ર ગોર ગુરુ ગેહ ॥
જોગ મુહૂર્ત જોઇને, લખ્યું લગ્ન સહ સ્નેહ ॥ ૧૪
પત્રિ અરપિ સપ્તર્ષિને, આદર કરી અથાહ ॥
સહસા લઈ સપ્તર્ષિઓ, આવ્યા સહિત ઉછાહ ॥ ૧૫
લગ્નપત્રિકા હાથ લઇ, હિય બ્રહ્મા હર્ષાય ॥
વિગતવાર તે વાંચતાં, સ્નેહ હૃદય ન સમાય ॥ ૧૬

વાંચી સઁભળાવી વિગત, હર્ષ્યાં સુર મુનિ હીય ॥
માંગળીક સજ્જ સાજ કરિ, પુષ્પ વૃષ્ટિ રમણીય ॥ ૧૭
માંડયા અમર સુધારવા, વાહન નિજ વૈમાન ॥
સુકન થાય મંગળ સુખદ, ગાય અમર વધુ ગાન ॥ ૧૮

## છપ્પય

પલકવારમાં પ્રગટ, વિસ્તરી વિમળ વધાઈ ॥
ઇશ્વર વ્યાહે એહ, નવી સરસાઇ નવાઇ ॥
અવર્ણનિય આનંદ, વિવિધ વાદ્યો ઉમંગ બહુ ॥
સુર સમાજ મળિ સર્વ, થયા અનહદ ઉત્સુક સહુ ॥
મનહર વિવાહ એ મ્હાલવા, પુર્ણ પ્રેમ હૃદયે ધરી ॥
પ્રભુ શંભૂને પરણાવવા, જાત્રા તૈયારી કરી ॥ ૧૯

## દોહરા

વિવિધ સુધારે શિવ ગણો, શિવજીના શ્રંગાર ॥
ઝટા મુકુટને મોડ અહિ, શિર સુરસરિની ધાર ॥ ૨૦
ભાલ શિશૂ શશિ ભવ્ય છે, તેજવંત ત્રય નેંન ॥
કાંને કુંડળ સરપનાં, આભા દીસે એંન ॥ ૨૧
ગળે ગરળ વળિ ઝળકતું, ઉર સુરનર શિર માળ ॥
વૃષભ સરીખા કંધ પર, વ્યાલોપવિત વિશાળ ॥ ૨૨
કર ત્રિશૂળ કંકણ સરપ, ડમરૂ ડાક ડિમાક ॥
ચઢી વૃષભ શિવ ચાલિયા, ગાજે ધરા ધમાક ॥ ૨૩
તન વિભૂતિ પટ તેજમય, ધરિ કેહરિ ગજ ખાલ ॥
પ્રગટ અમંગળ વેષ પણ, મંગળમય મતવાલ ॥ ૨૪

## છપ્પય

વિધ વિધ વાગે વાદ્ય, આદ્ય સુરતાલ સહિત અળ ॥
શ્રગિ ભેરિ સહણાઇ, નાદ્દ નિકળે અચળિત ચળ ॥
મંગળ ગીત ગવાય, દેવવધુનાં વિધુ મુખથી ॥
મીઠાં માલુમ થાય, અધિક એ ઊખ પિયુખથી ॥
ટોકરા ઘંટ ઘડિયાળના, વળિ ટંકારવ વિસ્તર્યાં ॥
પારવતી સતિને પરણવા, શિવ પોઠયે ચઢિ સંચર્યાં ॥ ૨૫

## દોહરા

પેખ્યામાં તો પોઠિયો, પણ છે શિવનું યાંન ॥
સિંહ ચર્મ પટ ઝૂલથી, શોભે સિંહ સમાન ॥ ૨૬
હસે દેવવધુ હોઠમાં, જોગેશ્વરને જોઇ ॥
આ વર લાયક અવનિમાં, કન્યા હશે ન કોઇ ॥ ૨૭
વિષ્ણું વિધિ વાસવ વરૂણ, કિન્નર દ્દિશિપ કુબેર ॥
ચઢિ ચઢિયાંને ચાલિયા, પ્રેમે રૂડી પેર ॥ ૨૮
જોડી જાંનૈયે જબર, જથા જથાની જાંન ॥
અહિં વરરાજ ધરે ન ઉર, ધામધૂમનું ધ્યાન ॥ ૨૯
સુર જાંને સોંઢયા સહૂ, મલકાતા મન માંય ॥
અસર ન એની ઈશને, કંજ પત્રવત કાંય ॥ ૩૦

## છપ્પય

વિહસી ઉચર્યાં વિષ્ણુ, સમિપ સુરગણ બોલાવી ॥
વિચરો થઇ થઇ વિલગ, કહ્યું સહુને સમજાવી ॥
નિજ નિજ સહિત સમાજ, અગ્ર વર કરિને આવો ॥

સહિત સ્નેહ સામટો, લહો લોચનનો લ્હાવો ॥
નથિ વર અનુસાર વરાત તે, જઈ હસાવશો પર નગર
સુણિ વચન એહ સુર મલકિયા, વિલગ થયા કરિ અગ્ર વર ૩૧

## દોહરા

સુરગણ અનુપમ સર્વ પણ, ફક્ત કશર રહિ એજ ॥
વર અનુરૂપ વરાત નહિ, તાકયા સમ ભરિ તેજ ॥ ૩૨
વ્યંગ વચન સુણિ વિષ્ણુંનાં, મન મહેષ મુશકાય ॥
પણ હૃદયે પ્રિય લાગતાં, વાર વાર હર્ષાય ॥ ૩૩
બોલાવ્યા ગણ શિવજીએ, ભંગિ પ્રેરિ ભરપુર ॥
પામી આજ્ઞા નામિ શિર, હાજર થયા હજૂર ॥ ૩૪
કળનારા મરજી કુશળ, વરજી કામ તમામ ॥
હરજીં કેરા હુકમ સમ, કરનારા સહુ કામ ॥ ॥ ૩૫
વિધ વિધ વાહન વેષના, સજવા માંડયા સાજ ॥
હસવા માંડયા હૃદયનું, શિવ નિજ દેખિ સમાજ ॥ ૩૬

## છપ્પય

વદન વગરના કોઈ, કોઇ બહુ વદનો વાળા ॥
કર ચરણાં વિણ કોઈ, કોઈ બહુ કર ચરણાળા ॥
વગર નેત્રના કોઈ, કોઇ વળિ બહુ નેત્રાળા ॥
દિસે ક્ષીણ તન કોઇ, કોઇ મત્સર તનવાળા ॥
તન સ્વેત કોઇ પાવન અને, અસિત અપાવન તન ધર્યા ॥
વિકરાળ ભૂષણે કોઇ વળિ, છે ભદ્દાં શ્રોણિત ભર્યાં । ૩૭

## દોહરા

જણ જણુ વળિ જંબૂક મુખ, સૂકર ખર મુખ શ્વાન ॥
પ્રેત પિશાચાં ભૂતડાં, બને ન વરણ્યે બ્યાન ॥ ૩૮
આવી પરમ ઉમંગમાં, ગણ સહુ નાચે ગાય ॥
બે લે વચન વિચિત્ર બહુ, જુથ્થે જુથ્થ જણાય ॥ ૩૯
વિવિધ કૌતુકી વાટમાં, વર સમ બની વરાત ॥
ડિમ ડિમ વાગે ડાક ડફ, ભિન્ન વાદ્ય બહુ ભાત ॥ ૪૦
કૂદે બહુ કૉળાટ કરિ, તન મનથી ભરિ તાંન ॥
સ્હેજ વારમાં સામટી, જબરી થઇ શિવ જાંન ॥ ૪૧
ત્યાં મંડપ તુહિનાચળે, વિરચ્યો અતી વિચિત્ર ॥
ચોક પુરાવ્યો મોતિએ, ચિત્રિત ચારૂ ચિત્ર ॥ ૪૨

## છપ્પય

વન ઉપવન સહ શૈલ, સરોવર સરિતા સાગર ॥
આવ્યા આમંત્રણે, અંગ ધરિ શોભા આગર ॥
સંગત્રીયાઓ સહિત, વળી નિજનિજ સમાજ વર ॥
મંગળ ગીત ગવાય, ભવ્ય આનંદ હૃદય ભર ॥
નિર્માણ કર્યાં એ સર્વના, પ્રથમથીજ આ વાસ જ્યાં ॥
સહુ મિજમાંનોગ્યે માન સહ, તુર્તજ કીધા વાસ ત્યાં ॥ ૪૩

## દોહરા

શુભ શોભા પુરની પરમ, જોતાં અજબ જણાઈ ॥
સુક્ષ્મ દિસે જે સનમુખે, ચતુરાનન ચતુરાઇ ॥ ૪૪

પ્રતિ ગ્રહ ગ્રહ પુર ઓપતાં, દિવ્ય તોરણો દ્વાર ॥
ધ્વજા પતાકાનો ધર્યો, વાટ વાટ વિસ્તાર ॥ ૪૫
બનિ બહુ પ્રભા બજારમાં, હાટ હાટ અનહદ ॥
સુરપુરની જે સનમુખે, રમ્યતાઇ છે રદ ॥ ૪૬
ગલિએ ગલિએ ગોઠવી, આતસબાજી એમ ॥
વિવિધ લોક ટોળે વળ્યાં, જોવા મેળે જેમ ॥ ૪૭
અવર્ણ્ય વર્ણન નગરનું, જ્યાં અવતરિ ગિરિજાઈ ॥
રિદ્ધિ સિદ્ધિ ત્યાં રીઝથી, સદારહી સરસાઈ ॥ ૪૮

## છપ્પય

અગ્ર અગ્ર આવતા, રાહમાં હર વરરાજા ॥
અનુસરતા અનુરૂપ, જાંનમાં નિજ ગણ ઝાઝા ॥
દેખિ મલપતે હૃદય, મહા કૌતુક સુર માની ॥
અગ્ર થયા સહુ નગર, ઢૂકડું આવ્યું જાણી ॥
ખળભળ્યું નગર જ્યાં પ્હોંચવા, જાનૈયા લગભગ થયા ॥
ત્યાં ઠાઠ માઠથી અગ્રસહુ, ગિરિજન સામૈયે ગયા ॥ ૪૯

## દોહરા

શોભિત દેવ સમાજને, નિરખિ યયો આનંદ ॥
કરિ હરિનાં દર્શન સકળ, પામ્યા પરમાનંદ ॥ ૫૦
શિવ સાહિત પછી સર્વએ, દેખ્યો શિવ સમુદાય ॥
વિવિધ નગરનાં વાહનો, ભડકી ભાગ્યાં જાય ॥ ૫૧
હૃદય બળિષ્ટો ત્યાં રહ્યા, સાવધાન ધરિ ધીર ॥
નાઠાં બાળક નિરખિને, થઇ ભયથકી અથીર ॥ ૫૨

આવંતાં ગ્રહ એમને, પૂછે નિજ પિતુ માત ॥
લડથડતી ભાષા લવે, ભય વશ કંપિત ગાત ॥ ૫૩
એમ પરાંણે ઉચ્ચરે, વદી જાય નહિં વાત ॥
જમની એહ જમાત કે, વરની હશે વરાત ॥ ૫૪

## છપ્પય

છે વર ગાંડો સાવ, બળદ પર કરિ અસવારી ॥
નગ્ન જટા શિર વિકટ, વ્યાલ ભૂષણ ભુતિ ધારી ॥
કરિ હરિ ચર્મ કુવસ્ત્ર, માત્ર મુંડોની માળા ॥
સગ ભૂત ગણ પ્રેત, પિશાચ વિકટ મુખવાળા ॥
જોતાં વર સંયુત જાંનને, બચ્યા જાંન જેના હશે ॥
થઇ મહાભાગ્ય ઉમિયા તણા, એ વિવાહ અવલોકશે ॥ ૫૫

## દોહરા

બીક ધરી સહુ બાળકે, વદિ ઘર ઘર એ વાત ॥
આવી અવલોકી નથી, વરની કદી વરાત ॥ ૫૬
જાંણિ હરયાં જનની જનક, શિવનો સૌ સમુદાય ॥
શિશુઓને સમજાવિને, કહ્યું ડરો ન જરાય ॥ ૫૭
આતસ બાજી એ વખત, ઉડી અપરમપાર ॥
રચી રાયની રમ્ય છ, રાશિ અસંખ્ય અનુસાર ॥ ૫૮
થયું વાજતે ગાજતે, સામૈયું સુખદાય ॥
વિધુ વદનીઓને વદન, મંગળ ગીત ગવાય ॥ ૫૯
સનમાની વર જાન સહ, આવ્યા આગેવાંન ॥
વર વાસે હર વર અને, જાનીવાસે જાંન ॥ ૬૦

### છપ્પય

પછિ મૈંનાએ પરમ, શુભગ આરતી સુધારી ॥
ગાય સુમંગળ ગીત, સંગ સૌહાગિણિ નારી ॥
ઓપિત થાળ અનૂપ, હેમ કેરો લઇ હાથે ॥
પ્રભુ શંકરની પાસ, સંચરી ઉત્સવ સાથે ॥
ત્યાં વેષ જોઇ વરનો વિકટ, અબળાઓ ભયભીત થઇ ॥
ઉર ડરિ એ અબળાઓ સહિત, ગિરિનારી નિજ ગેહ ગઈ ૬૧

### દોહરા

મૈંનાંને મન એ સમય, ઉપજ્યું દુખ અક્ષેમ ॥
લલિ સનમુખ લોચન ભરી, ઉચરી મૈનાં એમ ॥ ૬૨
જે વિધિએ તુજને વિમળ, આપ્યું રૂપ અપાર ॥
એ જડ વિધિએ વર અહા, સરજ્યો કેમ ગમાર ॥ ૬૩
જે વલ્લરિ વળિ જોઇયે, આંબે શોભે એમ ॥
એ વલ્લરિને બાવળે, વિધિ વળગાડે કેમ ॥ ૬૪
વળી કહું તન મન વડે, સઘળું સહી શકીશ ॥
પણ પુત્રી આ લગન તુજ, કોઇ રિતે ન કરીશ ॥ ૬૫
સ્થિતિ મૈનાની જોઇ સહ, સ્ત્રિઓ બની વ્યાકુળ ॥
કહે અહા જગ દિકરિનું, માતા સુખમય મૂળ ॥ ૬૬

### છપ્પય

વળિ મૈનાને વિદિત, વધ્યું કલ્પાન્ત વિહદનું ॥
ઉચરી મુખ મેં અરે , બગાડયું શું નારદનું

આવો શ્યો ઉપદેશ, પ્યારિ પુત્રીને દીધો ॥
વરવા વર બાવરો, પરિશ્રમ વન જઈ કીધો ॥
સાચું એને ગ્રહ ગ્રહણિ રિપુ, મિત્ર મોહ માયા ન ધન ॥
લાજ ન બગડતાં અવરનું, કે ન કોઇની બીક મન ॥ ૬૭

દોહરા

વંઝયા શું જાંણે વળી, વિપત પ્રસવની વ્યુહ્ ॥
શૂં સમજે ગ્રહ વગરનો, ગ્રહની વિપદા ગુહ્ ॥ ૬૮
જનની વ્યાકુળ જોઇ નિજ, દુહિતાને સુખદેંણ ॥
સુંદર મધુર વિવેક સહ, વદી ઉમા એ વેંણ ॥ ૬૯
વિરચ્યું મટે ન વિરંચિનું, સમજી થા મન શાન્ત ॥
હે માતા કહું સત્ય હું, કર નવ તૂં કલ્પાંન્ત ॥ ૭૦
માંડયો હશે સ્વકર્મમાં, જો વર મૂરખ જાત
તો શિદને તૂં પરતણું, માંને દૂષણ માત ॥ ૭૧
શું તુજથકી મટી શકે, યથા વિધીના અંક ॥
માંની માતા વચન મુજ, કદી ન લઇશ કલંક ॥ ૭૨

છપ્પય

તે વખતે સુણિ ખબર, એહથી થઈ આતુર બહુ ॥
સહ નારદ સપ્તર્ષિ હિમાચળ ગયા ગેહ સહુ ॥
પુર્વ કથાનાં કથન, સર્વને કહિ સંભળાવ્યાં ॥
નિપુણ રૃષી નારદે, યથા વિધિથી સમજાવ્યાં ॥
જગદંબ ભવાની પુત્રિ તવ, મૈંનાં સત્ય સુણો વયણ ॥
શુભ કરણિ મહામાયા સદા, શિવની શકતી સુખદયણ ૭૩

## દોહરા

ઉત્પતિ સ્થિતિ લય કરિણી, ઈશ મગ્ન આનંદ ॥
મનષા લીલા માત્રથી, વપુ ધારિણિ જગવંદ ॥ ૭૪
પ્રથમ જન્મિ હતિ દક્ષગ્રહ, તન સુંદર સતિ નામ ॥
વરી હતી શિવને યથા, તે જગ વિદિત તમામ ॥ ૭૫
એક વખત આવતિ હતી, સતિ નિજ પતિને સંગ ॥
દેખ્યા દંડક વન વિષે, રઘુકુળ કમળ પતંગ ॥ ૭૬
સતિએ શિવને પૂછતાં, ઉચર્યા શિવ આદેશ।
મોહ વિવશ માન્યું નહીં, ધર્યો સિતાનો વેષ ॥ ૭૭
સતિનો નિજ પતિએ કર્યો, તે અપરાધે ત્યાગ ॥
પતિ વિરહે બળિ યજ્ઞમાં, પ્રગટિ યોગમય આગ ॥ ૭૮

## છપ્પય

એ પછિ અવતરિ અહિં, તુર્ત આ ઘેર તમારે ॥
નિજ સ્વામીને કાજ, કર્યું વન જઇ તપ ભારે ॥
સમજી એવું સર્વ, સદ્ય ત્યાગો નિજ શંશય ॥
શંભૂતણી સદાય, પ્રતીભા પ્રગટ પ્રેમમય ॥
સુણિ વચન રૂષીનાં સર્વનો, સહુ વિષાદ શંશય ગયો ॥
એ ખબર પ્હોંચતાં નગરમાં, ઘેર ઘેર આનંદ થયો ॥ ૭૯

## દોહરા

પછી પુજ્ય પારવતિના, વાર વાર પદ વંદિ ॥
સહુ જન મૈંના શૈલ સહ, થયાં પરમ આનંદિ ॥ ૮૦

શિશુ યુવકને વૃદ્ધ સહુ, નગરતણાં નરનારિ ॥
સુઘડ હૃદય હરખ્યાં સકળ, પુર્ણ પ્રેમ ધ્રુવધારિ ॥ ૮૧
ઠાર ઠાર પ્રતિ થાય વળિ, મહા માંગળિક ગાન ॥
કનક કળશ સાજ્યા કુશળ, શોભા મેરૂ સામાન ॥ ૮૨
પાક શાસ્ત્ર વિધિ યુક્ત સહુ, ત્યાં ભોજન તૈયાર ॥
કેમ વર્ણવ્યાં જાય જ્યાં, જગદંબા અવતાર ॥
વિશ્ણું વિધિ સહ સુર સકળ, જોગેશ્વરની જાન ॥
માન સહિત લઇ માંડવે, આવ્યા આગેવાન ॥ ૮૪

છપ્પય

વિવિધ પંકિત મિજમાન, બિરાજ્યા ભોજન કરવા ॥
પિરસણિયા તૈયાર, થયા સામગ્રી ધરવા ॥
ષટરસ ચાર પ્રકાર, તણાં ભોજન ત્યાં પિરશ્યાં ॥
ખાદ્ય પેય રુચિ યથા, વડે સહુનાં મન હરખ્યાં ॥
મળિ શૌહાગિનિ ગાવા સહૂ, વ્યંગિત ગાળો વ્યાહની ॥
કહિ શકે કોણ વક્તા વિગત, એ મહાંન ઉત્સાહની ॥ ૮૫

દોહરા

પ્રેમે આપ્યાં ખાંન પછિ, પરમ માન સહ પાંન ॥
નિજ નિવાસ ગવન્યા સકળ, માનીતા મિજમાન ॥ ૮૬
તે પુર્વે વરરાજને, કરાવિ સુવિધિ કલેવ ॥
કરિ તૈયારિ વિવાહની, યથા સુવિધિ અતએવ ॥ ૮૭
શોભિત શુભ સમયે થયું, વરચડાવ સુવિધાંન ॥
મૈંનાએ રહિ માંડવે, પોંખ્યા વર નિજ પાંન ॥ ૮૮

દુલ્લહ દિવ્ય સિંહાસને, આવિ બિરાજ્યા એમ ॥
નિર્જર નિજનિજ આસને, પ્રભાવંત સહ પ્રેમ ॥ ૮૯
વિરચિત ચોરી મંડપે, વેદી વેદ વિધાંન ॥
શૌહાગિનિઓ સહુ મળી, ગાય માંગળિક ગાંન ॥ ૯૦

## છપ્પય

પછી લગ્ન મંડપે, પુનિત પાર્વતી પધાર્યાં ॥
એ સમયે એમણે, હેત અનવદ્ય વધાર્યાં ॥
છબી મૃયાદા સહિત, અવર્ણિય દેવિ ઉમાની ॥
નિરખિ હૃદયમાં નમ્યા, અમર જગદંબે જાંણી ॥
માતૃ ભવાનિ જ્યારે સુખદ, લગ્ન મંડપે સચર્યાં ॥
પદ પુજ્ય શંભુના પેખિને, ભવ્ય દિપે લજ્જયા ભર્યાં ॥૯૧

## દોહરા

પ્રગટ બિરાજ્યાં પ્રેમથી, શિવા સુખદ શિવ સંગ ॥
પ્રથમ ગણપતી પૂજીયા, સંમત મુનિ સઉમંગ ૯૨
કરવી ઘટે ન કોઇએ , શંકા એમાં રહેજ ॥
સકળ દેવ ગણ શ્રષ્ટિમાં, પરાપુર્વથી છેજ ॥ ૯૩
વર્ણનીય છે વેદમાં, વિધિ વિવાહની જેહ ॥
સર્વ કરાવી સ્નેહ સહ, મુનિશ્વરોએ એહ ॥ ૯૪
મૈના હિમવંતે મળી, પુનિત પુન્ય નિજ પાંન ॥
રીઝી હર વરરાજને, દીધું કન્યાદાંન ॥ ૯૫
પાંણિગ્રહણ જ્યારે થયું, શિવાતણુ સુખરૂપ ॥
લેખા સહુ હરખ્યા લઈ, અલભ્ય લાભ અનૂપ ॥ ૯૬

## છપ્પય

વિવિધ વેદ મય વિદિત, મંત્રમુનિવર ઉચ્ચારે ॥
સુર તમામ શિવતણી, જયતિ જય ધ્વનિ મુખધારે ॥
વાગે દુંદુભિ વાદ્ય, થાય પુષ્પોની વૃષ્ટી ॥
થઈ આ ઉદ્વહ થકી, સકળ ઉત્સાહિત શ્રષ્ટી ॥
ધરિ ગિરીરાજ ધન વસ્તુઓ, દિવ્ય દિવ્ય સહુ દાયજે ॥
અરપ્યાં વિધાન ઉપયોગિ અતિ, દાસિદાસ સમુદાયજે ૯૭

## દોહરા

દીધો ઉત્તમ દાયજો, પૂરણ વિવિધ પ્રકાર ॥
શું દઉં પૂરણકામ શિવ, એવો કરિ ઉચ્ચાર ॥ ૯૮
શિવજીએ પરિતોષિયા, સારી રીતે સ્વસૂર ॥
પછિ મૈંના ઉચરી પ્રગટ, ભરી પ્રેમ ભરપૂર ॥ ૯૯
કરશો ગ્રહકિંકરિ કુશળ, પ્રભૂ ઉમા મુજ પ્રાંણ ॥
ક્ષમા ધારશો થઇ સદા, શિવ પ્રસન્ન સહજાંણ ॥ ૧૦૦
પ્રભુ શિવના પદપદ્મને, શીષ નામિ સહ સ્નેહ ॥
વિજ્ઞાપન કરિ સહુ વિગત, ગઈ ગિરિપત્ની ગેહ ॥ ૧૦૧
નિજ ખોળે બોલાવિ લઈ, પારવતિને સપ્રેમ ॥
સુખદ શિખાંમણ સ્નેહની, ઉચરી મૈંના એમ ॥ ૧૦૨

## છપ્પય

નિજપતિ કેરી નિત્ય, સ્નેહથી કરજે સેવા ॥
અબળાનું વૃત એજ, લાભ ઉત્તમ નિજ લેવા ॥

અને સ્નેહનાં અશ્રુ, ભરી લોચનમાં ભારે ॥
લઇ હૃદયે નિજ લલી, વચન વાળ એહ ઉચારે ॥
શૂં પરાધીનનારી સૃજી, જગ સ્વપ્ને પણ સુખ નહીં ॥
વળિ સમય સમજી ગ્રહવિગતને, ધરિ ધીરજ નિજમન
મહીં ॥ ૧૦૩

## દોહરા

માતાને ચરણે નમે, મળિ મળિ વારમવાર ॥
વરણ્યો જાય ન પ્રેમ એ, ઉમિયા તણો અપાર ॥ ૧૦૪
સહુ સુંદરિઓ ને ઉમા, ભેટી ઉર ધરિ ભાવ ॥
માતાને વળિ જઇ મળી, અધિકે હૃદય ઉઠાવ ॥ ૧૦૫
રવિ સમ હૃદયાદર્શથી, કરિ પ્રેમનો પ્રકાશ ॥
સહચરિઓ સંગે શિવા, પછી ગઈ શિવ પાસ ॥ ૧૦૬
સંતોષી યાચક સકળ, વિદા થયા વૃષકેતુ ॥
કરી પુષ્પવૃષ્ટી સકળ, હર્ષ્યા સુર નિજ હેતુ ॥ ૧૦૭
કરિ વિદાય સનમાન કરિ, વર સંયુક્ત વરાત ॥
હિમગિરિ આવ્યા નિજભવન, થઇ યશસ્વિ અવદાત ૧૦૮

## છપ્પય

માંનીતા મિજમાન, સરવ બોલાવી લીધા ॥
સહુ આદર સરવને, વિદા હિમવંતે કીધા ॥
જ્યારે ઉમિયા સહિત, શંભુ કૈલાસે આવ્યા ॥
સાદર લઈ સુર વિદા, સકળ નિજધામ સિધાવ્યા ॥

સુખરસે વસે શિવને શિવા, નવો નવો આનંદ લઇ ॥
એ વિધિએ એ થળ એમનો, વખત બહુ ગયો વ્યતિત
થઇ ॥ ૧૦૯

## છપ્પય

ત્યારે જન્મ્યા ત્યાં પછી, કાર્તિકસ્વામિ કુંમાર ॥
કર્યો અવધિસમ એમણે, તારકનો સંહાર ॥ ૧૧૦
વર્ણિત ષડમુખ કૃત વિદિત, આગમ નિગમ પુરાંણ ॥
જાણે છે સહુ જગતમાં, સજ્જન ચતુર સુજાંણ ॥ ૧૧૧
ષડમુખસ્વામીનો કહ્યો, પુરૂષારથી પ્રતાપ ॥
એ માટે સંક્ષેપમાં, સુઘડ સમજશે આપ ॥ ૧૧૨
આ શિવ શિવા વિવાહ ગુણ, જે નરનારી ગાય ॥
કુશળ કાર્ય તેઓ તણાં, સુખથી થાય સદાય ॥ ૧૧૩
શંભુ ભવાની સિંધુ યશ, પામે વેદ ન પાર ॥
કવિ પ્રાકૃત શૂં કરિ શકે, એ યશનો વિસ્તાર ॥ ૧૧૪

## છપ્પય

શિવ ચરિત્ર સાંભળી, યાજ્ઞવલ્કને પ્રણાંમ્યા ॥
ભરદ્વાજ મુનિ હૃદય, પરમ આનંદ સુખ પાંમ્યા ॥
શ્રદ્ધા અપરમપાર, કથા પર એમ વધી ગઇ ॥
હૃદય હર્ષ અશ્રુથી, પ્રગટ તન રોમાવળિ થઇ ॥
બહુ પ્રેમ વિવશ વળિ બોલતાં, વાંણી મુખ આવે નહીં ॥
એ બ્રહ્મદશા અવિલોકિને, મુનિવર હરખ્યા મનમહીં ॥ ૧૧૫

## દોહરા

યાજ્ઞવલ્ક મુનિ ઉચ્ચર્યા, ભરદ્વાજને એમ ॥
ધન્ય જન્મ મુનિ આપનો, પ્રગટ શંભુ પદ પ્રેમ ॥
પ્રેમ શંભુ પદપદ્મમાં, જેને નહીં જરાય ॥
એ જન ઉપર કોઇદી, રીઝે નાં રઘુરાય ॥ ૧૧૭
સરળ હૃદયથી સર્વદા, શિવ પદ પદ્મ સનેહ ॥
ભલા રામના ભક્તનાં, ઉત્તમ લક્ષણ એહ ॥ ૧૧૮
કવણ ધરે વ્રત રામનું, મહાદેવને માપ ॥
સતી સમોવડ સહજ નિજ, પ્રિયા તજ્યા નિષ્પાપ ॥ ૧૧૯
ભક્તિ દ્રઢાવી રામની, ધારી નિજવ્રત ધન્ય ॥
કહો રામને કોણ છે, શિવ સમાંન પ્રિય અન્ય ॥ ૧૨૦

## ચતુર્થ તિર્થ

### છપ્પય

એ માટે મેં આદ્ય, સુયશ શંભુના ઉચાર્યા ॥
કળ્યો તમારો મર્મ, ભલા રઘુવર ઉર ધાર્યા ॥
સુણો રામનો સુયશ, મુનિશ્વર સદ્દગુણ સમ્પન ॥
વરણ્યું જાય ન આપ, સમાગમનું સુખ મુજમન ॥
અતિ અગમ ચરિત્રો રામનાં, શકે ન વરણી શેષ પણ ॥
હું કોણ માત્ર છું તો પછી, એ વરણવવા પારઅણ ॥ ૧

### દોહરા

વરણું તો પણ વ્હાલથી, જથા વેદ કથ જાંણિ ॥
પ્રેરક વાંણીના પ્રભૂ, સમરી સારઁગપાણિ ॥ ૨

સમય સમજીને શિવજીને, શિવા કહે શિરનામિ ॥
સુયશ કથો શ્રી રામનો, ક્ષમાવંત મુજસ્વામિ ॥ ૩

સુણિ સુવચન પ્રભુ શિવજીએ, ઉમિયાજીનાં એમ ॥
રામકથા પર જેમનો, પરિપૂરણ છે પ્રેમ ૪

એવા શિવજી ઉચ્ચર્યા, હૈયે હર્ષ વધારિ ॥
સુયશ રામનો સાંભળો, કહું છું શૈલ કુંમારિ ॥ ૫

અગણિત કથા સ્વરૂપમાં પ્રભુ ગુણ નામ અપાર ॥
પ્રથમ સુણો પ્રભુનો થયો, જે માટે અવતાર ॥ ૬

## છપ્પય

થાય ગ્લાનિ ધર્મની, જગતમાં જ્યારે જ્યારે ॥
પ્રગટ થાય છે પ્રભુ, તનધરી ત્યારે ત્યારે ॥
સુખમય કરવી સદા, સુરક્ષિત શ્રુતિની સેતૂ ॥
પ્રભૂ પ્રગટવા તણો, એજ નિશ્ચય છે હેતૂ ॥
એવા અનેક હેતૂ વળી, અધિક એકથી એક છે ॥
હૂં એમાં નોજ કહું સુણો, તહ્માંરિ જેમાં ટેક છે ॥ ૭

## દોહરા

પ્રતિ અવતાર પવિત્ર છે, પ્રગટ કથા પ્રભુ કેરિ ॥
અનુભવ પામી એ મુજબ, કવિએ વર્ણિ ઘણેરિ ॥ ૮

દિધો શ્રાપ ૠષિ નારદે, એ કરિ અંગીકાર ॥
લિધો પ્રભૂએ જગ પ્રગટ, એ માટે અવતાર ॥ ૯

જે કારણથી જગવિદિત, ધરી પ્રભુએ દેહ ॥
એ કારણ હે ઈશ્વરી, એક જન્મનું એહ ॥ ૧૦
મહાજ્ઞાનિ મુનિ નારદે, શ્યાથી દીધો શ્રાપ ॥
શિવા કહે સુણિ ચકિત થઇ, એ પ્રભુ વર્ણો આપ ॥ ૧૧
ત્યારે શિવ હશિ ઉચ્ચર્યા, જ્ઞાની મૂઢ ન કોય ॥
જેમ કરે જેને પ્રભૂ, એસમ એ જગ હોય ॥ ૧૨

## છપ્પય

મુનિ મુમુક્ષુ જીજ્ઞાસુ, વિમળ મતિ ભરદ્વાજ વર ॥
સહ આદર સાંભળો, કહું રાઘવ યશ સુખકર ॥
તુહિનાચળની એક, પરમ પાવન જયાં કંદર ॥
સુરસરિ આશ્રમ સુભગ, રહ્યા નારદ એ અંદર ॥
અતિ આનંદીત થયા ઋષી, રમણિય ગિરી વિભાગથી ॥
પછિ કર્યું હૃદય તલ્લીન ત્યાં, રમાપતીના રાગથી ॥ ૧૩

## દોહરા

જોગ જુગતિ કરિ જપિ જપી, અજપ જાપ જગવંદ ॥
મુનિશ્વર માંડયા માંણવા, નૂતન બ્રહ્માનંદ ॥ ૧૪
ઉદિત થયો પૂરણ અમળ, મુનિવર મોદ મયંક ॥
નિરખિ થયો એ શક્રના, ચકવા ચિતે ચમંક ॥ ૧૫
સ્વર્ગાધિપ થાવા ચહે, રખે રખડતો રંક ॥
મુનિવર માટે એ મૃષા, શક્ર હૃદય થઈ શંક ॥ ૧૬
તેડાવ્યો ઝટ તેહથી, પ્રેર્યો કામ પ્રધાટ ॥
મુનિવર પાસે મોકલ્યો, મન ચળાવવા માટ ॥ ૧૭

વિચર્યો પ્રેરિત શક્રનો, વસમો ચિત્તવિહાર ॥
પ્હોંચ્યો મુનિવર પાસ મન, અને પવન અનુસાર ॥ ૧૮

## છપ્પય

આરંભ્યો ઉપચાર, મનોહર નિજ મનસીજે ॥
મુનિવરના સનમુખે, બહૂ કરિ પરિબળ બીજે ॥
વિષય વાસના તણા, વિવિધ યત્નો વિસ્તાર્યા ॥
શીતળ મંદ સુગંધ, વાયુ શૌરભિત વધાર્યા ॥
નવ ડગે જેમ કિંચિત્ત પણ, શૈલ પ્રચંડ સમીરથી ॥
નવ ચળ્યા એમ નારદ મુની, કામ તણા કૌતૂકથી ॥ ૧૯

## દોહરા

થતી કલ્પના જે હતી, મઘવાના મનમાંય ॥
હતી ન એ નારદ હિયે, કદિ સ્વપ્ને પણ કાંય ॥ ૨૦

પછિ એવા દેવર્ષિને, કરી શકે શૂં કામ ॥
હિય નિર્મદ જેને હતા, રોમ રોમ પ્રતિ રામ ॥ ૨૧

થકિત હૃદય લજ્જીત થયો, સંયુત સમર સહાય ॥
પાસે જઇ ભયવશ પછી, પડયો મુનીને પાય ॥ ૨૨

મુનિવરને એવે સમય, હૃદય ન વ્યાપ્યો રોષ ॥
આજ્ઞા લઇ ત્યાંથી ગયો, સમર સહિત સંતોષ ॥ ૨૩

નિજકરણી મુનિ આચરણ, કામે કહ્યું તમામ ॥
સુણિ શક્રે મુનિને કર્યા, પ્રશંશિ હૃદય પ્રણામ ॥ ૨૪

### છપ્પય

ગુફા ત્યાગિ મુનિ ગયા, કામ જીતી કૈલાસે ॥
ઉર થાતાં અહમીત, પ્રભૂ શંકરની પાસે ॥
કામજીત નિજ કથા, સર્વ ત્યાં કહિ સઁભળાવી ॥
સ્નેહિ પ્રભૂ શંકરે, સમજી હકિકત સમજાવી ॥
હે મુનિવર કહુઁ છુ સત્ય આ, જેમ કથા મુજને કહી ॥
શ્રીહરિને કોઇ પ્રસંગ પર, એમ કદી કહેશો નહીં ॥ ૨૫

### દોહરા

એ હિતકર ઉપદેશ મન, મુનિએ માન્યો વ્યાજ ॥
પ્રભુ ઇચ્છા કૌતુક પ્રબળ, ભાવિ સુણો ભરદ્વાજ ॥ ૨૬

કરવા ચાહે રામજી, એમજ સરવે હોય ॥
એમાંનું કહિયે મૃષા, કરી શકે નહિઁ કોય ॥ ૨૭

શંભુ વચન ન સુહાવતાં, અતિ હિત્તક અભિરામ ॥
મુનિવર મન અહમેવયુત, વિચર્યા વિધિને ધામ ૨૮

એકવાર પછિ એ ઋષી, વીણા કરતલ વાસ ॥
ગવન્યા ગુણ ગણ ગાવતા, જ્યાં છે રમાનિવાસ ॥ ૨૯

નારદ આવ્યા નિરખિને, હર્ષિત રમાનિકેત ॥
આદર સહ મળિ આસને, બ્રાજ્યા ઋષી સમેત ॥ ૩૦

### છપ્પય

હશિ ઉચર્યા શ્રીહરી, કૃપા મુનિ બહુ દિવસે કરિ ॥
કામજીત નિજકથા; મુનીએ કથિ અહમિત ભરિ ॥

જોકે પ્રથમ જથાર્થ, શિવજીએ વરજી રાખ્યા ॥
પણ અહમિત પરિબળે, રહિ ન શકવાથી ભાખ્યા ॥
અતિશય પ્રચંડ અણપાર છે, માયા હરિની મોહની ॥
જેથી ન કોણ મોહ્યું જગત, વળિ જે પ્રતપ વિછોહની ॥ ૩૧

## દોહરા

વિષ્ણું વ્હીલા વદનથી, ઉચર્યા વચન મૃદૂળ ॥
મટે આપના સ્મરણથી, મોહ મદન મદ મૂળ ॥ ૩૨
સુણો મુનિશ્વર મોહ મન, એને નિશ્ચય થાય ॥
વિમળ જ્ઞાન વૈરાગ નહિં જેને હૃદય જરાય ॥ ૩૩
બ્રહ્મચર્યવ્રત રત બહુ, ઉરમતિ ધીર અગાધ ॥
કહો આપને શૂં કરે, ક્ષુલ્લર મનમથ બાધ ॥ ૩૪
સુણી વચન નારદઋષી, ઉચર્યા સહ અભિમાન ॥
કૃપા આપની એ સકળ, હે વિષ્ણું ભગવાન ॥ ૩૫
રજા માગિમન રીઝથી, તે થળથી તતખેવ ॥
ચરણે નમિને ચાલિયા, મુનિવર સહ અહમેવ ॥ ૩૬

## છપ્પય

કૃપાનિધીએ સકળ, હૃદયમાં લિધું વિચારી ॥
મુજજન મન મદવૃક્ષ, અંકુર્યું છે અતિ ભારી ॥
એ થતુંજ મૂળથી, ઉખેડી નાંખું સત્વર ॥
પ્રણ મ્હારૂં એ પ્રગટ, સર્વદા ભક્ત હિત્તકર ॥
છે એક પંથમાં કાજએ, મુનિ હિત મુજ કૌતુક થશે ॥
એવો ઉપાય યોજીશ કે, જગમાં સહુજન જાંણશે ॥ ૩૭

## દોહરા

પ્રગટ તુર્ત ત્યારે પછી, પ્રભુએ માયા પ્રેરિ ॥
શૈલસુતા હે સાંભળો, કઠણ કરણિ એ કેરિ ॥ ૩૮
રચ્યું એણે રસ્તે નગર, સો જોજન પરિવેષ ॥
શ્રીનિવાસના નગરથી, રચના વિવિધ વિશેષ ॥ ૩૯
કનક દુર્ગ દીસે કૃતી, કંગુર ચારે કોર ॥
દરવજ્જાના દ્વારનો, ઠાઠ ઠોર પ્રતિ ઠોર ॥ ૪૦
કંગુર પ્રતિ કંગુર ધરી, તોપનાળ જંજાળ ॥
બન્યા બુરજ પ્રતિહદ બહુ, દ્વાર દ્વાર રખવાળ ॥ ૪૧
શોભિત અતિસર કૂપસરિ, વન ઉપવન સહક્ષેત્ર ॥
વિવિધ પાક વક્ષો લતા, નિરખિ ઠરે નિજ નેત્ર ॥ ૪૨

## છપ્પય

વસે નગરમાં વવિધ, નિપુણ સુંદર નર નારી ॥
શોભિત જાંણે સકળ, રતી દર્પક તનધારી ॥
હાટક રમ્ય હરમ્ય, ગગન ચુંબિત પ્રતિ ગ્રહ ગ્રહ ॥
બહુ વળિ હાટ બજાર, વાટ વિસ્તર ચોવટ સહ ॥
ત્યાં વણિક કરે વિધવિધ વણજ, બહુ છે સહુમાં એકયબળ ॥
અતિશય જ્યાં સંગ્રહ અન્ન ધન, સુખી સદા રૈયત સકળ ॥ ૪૩

## દોહરા

રાજ કરે એ નગરમાં, નૃપતી શીલનિધાંન ॥
સુનિતી દાન શિરોમણી, ગુણગ્રાહક ગુણવાંન ॥ ૪૪

રથ વૃષ હય ગજ રાજમાં, અગણિત સેન સમાજ ॥
ધર્મ ધૈર્યધર રાજવી, તપેતેજ શિરતાજ ॥ ૪૫
સો વાસવ સમ શોભતા, વૈભવ વિવિધ વિલાસ ॥
છબી મહા રમણીય છે, નૌતમ રાજનિવાસ ૪૬
રાજસુતા રળિયાંમણી, વિશ્વમોહની નામ ॥
જોઈ વિમોહે જેહને, રમા રૂપ અભિરામ ॥ ૪૭
માયા એ જગમોહની, મહારૂપ ગુણવાંન ॥
અહા એહના અંગનું, બને કેમ કરિ બ્યાંન ॥ ૪૮

## છપ્પય

રાજાએ ત્યાં રચ્યો, સુતાનો રાજ સ્વયંવર
આવ્યા ત્યાં અગણીત, ક્ષોણિપતિ મહા છત્રધર
નિકળિ ક્ષીરસિંધુથી, જેમને હૃદય ગરવ ધુનિ
એજ કૌતુકી નગર, વિષે આવ્યા નારદ મુનિ
અવલોકિ મહા રચના અજબ, પુરવાસીને પૂછતા ॥
સુણિ સમાચાર નૃપ મંદિરે, ગત્રન્યા આનંદિત થતા ॥ ૪૯

## દોહરા

અવનીપે અવલોકિને, માન સહિત મુનિરાય ॥
બેસાડયા દિવ્યાસને, પુજ્યા યથાવિધિ પાય ॥ ૫૦
લાવિ બતાવી નૃપતિએ, નિજ કુઁવરી સાનંદ ॥
કહું કર્મ રેખા કહો, હે મુનિવર જગવંદ ॥ ૫૧
રહ્યા મુનીવર રૂપ એ, બહુવાર અવલોકિ ॥
વિરતિ વિસારી એક ટક, સનમુખ દષ્ટી રોકિ ॥ ૫૨

મુનિવર જગમોહનિ તણાં, લોક્યા લક્ષણ જોઇ ॥
અપ્રગટ હૃદયાનંદથી, નિજ ચિતવૃત્તી પ્રોઇ ॥ ૫૩

કહે મુની આ કન્યકા, વરે અમર એ હોય ॥
નમે ચરાચર એહને, સમર ન જીતે કોય ॥ ૫૪

## છપ્પય

ભૂલ્યા મુનિવર ભવ્ય, ભાલ કન્યાનું ભાળી ॥
હૃદયે લક્ષણ રાખિ, કંઈક વળિ કહ્યું નિહાળી ॥
ઉચર્યા સુતા સુલક્ષ, એટલું નૃપને આંહી ॥
વિચર્યા નારદ થતાં, મહા ચિન્તા મન માંહી ॥
જપતપ ન હોય તતકાળ તો, કઇ વિધિએ કારજ સરે ॥
જઇ કરૂં યત્ન એ કન્યકા, જે વિધિએ મુજને વરે ॥ ૫૫

## દોહરા

હવે હાલઘડિ જોઈએ, વપુએ રૂપ વિશાળ ॥
જે વિલોકિ રીઝે મને, પ્હેરાવે વરમાળ ॥ ૫૬

શ્રીહરિ પાસે સઘ હું, યાચું રૂપ અપાર ॥
કરૂં હવે શું થાય પણ, ત્યાં જાતાં તો વાર ॥ ૫૭

હિતકારક હરિ સમ નહીં, મારે કોઇ ઉપાય ॥
એજથાય મુજને અહા, આ અવસરે સહાય ॥ ૫૮

બહુ પ્રકાર આરત ભર્યો, કર્યો વિનય તે કાળ ॥
એજ અવસરે ઉદભવ્યા, કૌતુકિ પ્રભૂ કૃપાળ ॥ ૫૯

નજર જોડિ મુનિ નારદે, દિવ્ય થતાં પ્રભુ દર્શ ॥
સિદ્ધ કાર્ય છે સમજતાં, હૈયે માય ન હર્ષ ॥ ૬૦

## છપ્પય

કરિ કરુણા પોકાર, કથા નિજ કહિ સઁભળાવી ॥
શ્રીવર થાઓ સહાય, મ્હેર મુજપર પ્રભુ લાવી ॥
અન્ય ઉપાયે કદી, આપનું જેહ ન પામું ॥
આપો એવું રૂપ, નાથ ચરણે શિર નામું ॥
હું દાસ આપનો છું હરી, નિજ નયને અમૃત ભરો ॥
જેતે ઉપાય હિત થાય મુજ, એ ઉપાય સત્વર કરો ॥ ૬૧

## દોહરા

જાંણી નિજ માયા તણું, બળ અનહદ વિશાળ ॥
હિયમાં હસિને શ્રીહરી, ઉચર્યા દીનદયાળ ॥ ૬૨

જેવી રીતે પરમપ્રિય, થશે તહ્મારૂં હીત ॥
સત્ય વચન આ સમજજો, યોજીશ હું એ રીત ૬૩

દર્દી વ્યાકુળ દર્દમાં, ચહે કુપથ્ય કદાપિ ॥
હે મુનિ જ્ઞાની સાંભળો, વૈદ્ય ન દિયે તદાપિ ॥ ૬૪

હિતમય કાર્ય કરીશ હું, આપતણું એ રીત ॥
એમ ઉચ્ચરીને થયા, શ્રીહરિ અન્તર્હિત ॥ ૬૫

મહા જ્ઞાનિ મુનિવર થયા, માયાને વશ મૂઢ ॥
સમજ્યાનાં મન સ્હેજ પણ, ગિરા હરીની ગૂઢ ॥ ૬૬

## છપ્પય

ગયા તુર્ત ઋષિરાય, રચ્યો જ્યાં રમ્ય સ્વયંવર ॥
ત્યાં બેઠા ભૂપતી, સકળ શોભા ધરિ સુંદર ॥
મુનિ મનમાં મલકાય, સઘ કારજ મુજ સરશે ॥
અબઘડિ કન્યા એહ, વિમોહી મ્હનેજ વરશે ॥
મન જાંણે રૂપ મળ્યું મહા, પણ કુરૂપ હિતનું મળ્યું ॥
સહુ નમ્યા જાંણિ નારદ યથા, કોઇએ ન કૌતક કળ્યું ॥ ૬૭

## દોહરા

વિચરે ત્યાં યુગ રૂદ્રગણ, એ જાંણે એ મર્મ ॥
દ્વિજ વેષે દેખે સકળ, કુશળ કૌતુકી પર્મ ॥ ૬૮
જ્યાં બેઠા ઋષિરાય જઈ, હૃદય રૂપ મદ લાવિ ॥
કળે કોઈ નવ એ રિતે, બેઠા ગણ ત્યાં આવિ ॥ ૬૯
નારદને સઁભળાવવા, કરે મશ્કરી એહ ॥
વાહ ઠીક બક્ષ્યું હરી, ઘણા રૂપનું ગેહ ॥ ૭૦
રાજકુંમારી રીઝશે, દિવ્ય રૂપ આ દેખિ ॥
મુખ હરિરૂપે આંમને, વરશે જાંણિ વિશેખિ ॥ ૭૧
મોહ વિવશ મન મુનિતણું, હતું પારકે હાથ ॥
હરગણ હસતા હરવખત, શ્યાણપ ચુપકી સાથ ॥ ૭૨

## છપ્પય

મુનિ સાંભળતા હતા, યદ્યપી ગિરા અટપટી ॥
ન સમજાય ભ્રમથકી, થયું મન અધિક ખટપટી ॥

મુનિનુ મુખ્ય ચરિત્ર, કોઈએ જરા ન પરખ્યું ॥
થયું હતું જે રૂપ, એહ કન્યાએ નિરખ્યું ॥
વપુ વિકટ વળી મર્કટ વદન, નિરખતાંજ ચમકી ચિતે ॥
પછિ કહો ફેર પળવાર પણ, જુવે તે તરફ શી રિતે ॥ ૭૩

## દોહરા

વિચરિ કુઁવરિ સખિઓ સહિત, મનહર ઠમક મરાળ ॥
નૃપતિ માત્રને નિરખતી, કરકમળે વરમાળ ॥ ૭૪
તાકી જોવા જે તરફ, બેઠા નારદ ફૂલિ ॥
તે તરફે ફરિ તાકવા, ગઇ ન કુઁવરી ભૂલિ ॥ ૭૫
વારવાર મુનિવર વળી, અકળાતા ઉસકાય ॥
દશા દેખિ એ મન મહીં, મહેષ ગણ મુસકાય ॥ ૭૬
હરિ નૃપ તન ધરિ ત્યાં હતા, કૌતુકિ પ્રભૂ કૃપાળ ॥
એ શ્રીવરને કુઁવરિએ, મ્હેલી ઉર જયમાળ ॥ ૭૭
લેઇ પધાર્યા દુલહિની, દુલ્લહ રમાનિવાસ ॥
તે વખતે તે થળ સકળ, નૃપતી થયા નિરાશ ॥ ૭૮

## છપ્પય

મતી નષ્ટ મોહથી, થયા વ્યાકુળ મુનિવર અતિ ॥
ગયું રત્ન ગાંઠથી, એમ ભૂલ્યા શરીર ગતિ ॥
હશિ હરગણ ઉચ્ચર્યા, મુની મુખ જુઓ મુકુરમાં ॥
એટલુંજ કહિ બેઉ, જાય ભાગ્યા ભય ઉરમાં ॥
પછિ જળમાં નિજમુખ જોઇને, કળતાં કુવેષ કોપિયા ॥
દ્રઢશ્રાપ ગણોને સમપવા, લક્ષ પિયાનું લોપિયા ॥ ૭૯

## દોહરા

દુર્ગુણિ વંચક જઇ તમો, થાઓ ઉભય અસૂર ॥
મને હશ્યાનું લેઇ ફળ, હશજો ફેર જરૂર ॥ ૮૦
નિરખ્યુ યથા નિજરૂપ ફરિ, જળમાં જોતાં મૂખ ॥
તોપણ મન સંતોષ વિણ, સહજ થયું નવ સૂખ ॥ ૮૧
ફરકયા અધરે હૃદયમાં, ભરી ક્રોધનો ભાર ॥
પ્રભુ પાસે મુનિવર પછી, જવા થયા તૈયાર ॥ ૮૨
દઉં પ્રાણ કે શ્રાપ દઉં, જઈને તુર્ત જરૂર ॥
જગમાં હાંશિ કરાવિ છે, પ્રગટ મ્હારિ પરિપૂર ॥ ૮૩
જતે વાંત રસ્તા વચે, દેખ્યા હરિ દનુજારિ ॥
શ્રીસંગે વળિ એજ છે, દુલહી રાજદુલારિ ॥ ૮૪

## છપ્પય

વધા પ્રભૂ મૃદુ વચન, વિકળ થઇ મુનિ કયાં વિચર્યા ॥
સુણિ કડકયા મુનિ સઘ, ક્રોધવશ એમજ ઉચર્યા ॥
દ્વેષી કપટી તમો, અવર સુખ સહિ નથિ શકતા ॥
અને રચો છો અધિક, નિત્ય અવનવાજ નકતા ॥
મથતાં સમુદ્ર મન શંભુનું, મોટે માન ચડાવિયું ॥
પછિ સુર સમાજને પ્રેરિને, વિષનું પાન કરાવિયું ॥ ૮૫

## દોહરા

સ્વાર્થ સાધ્ય કારક કુટિલ, પોતે શ્રી મણિ લેઇ ॥
સુરા અસુરને શંભુને, કર્યું કપટ વિષ દેઇ ૮૬

કોણ કહે તમને તમો, સર્વોપરી સ્વતંત્ર ॥
રહી ગમે ત્યાં ફેંકતા, મનમાન્યો નિજ મંત્ર ॥ ૮૭
સરસાને નરસો કરો, નરસાને વળિ સર્સ ॥
લેશમાત્ર ધરતા નથી, હૃદય શોક કે હર્ષ ॥ ૮૮
ઠગી ઠગીને સર્વની, લીધા કરો પરેખ ॥
અડર તમારો અહર્નિશ, છળ વ્યવહાર વિશેખ ॥ ૮૯
કર્મ શુભાશુભ પણ કદી, બિલકુલ કરે ન બાધ્ય ॥
હજૂ સુધી નવ આપને, કર્યા કોઇએ સાધ્ય ॥ ૯૦

## છપ્પય

ભલા ભવન પર હવે, મોરચું નિજનું માંડયું ॥
એક ઠામ તો અરે, ડાકણીએ પણ છાંડયું ॥
અહા મને પણ ઠગી, ઠીક લ્હાવો છે લીધો ॥
એ ફળ લેજો આપ, કપટ અવગુણ જે કીધો ॥
મુજને ઠગેલ જે તન ધરી, એજ ધરો તન આપએ ॥
કપિ આકૃતિ મ્હારી જે કરી, આશ્રય લેશો આપ એ ॥ ૯૧

## દોહરા

વળી કર્યો મ્હારો તમે, અતિ ભારે અપકાર ॥
એજ વિરહથી અવધિસમ, વ્યાકુળ થશો અપાર ॥ ૯૨
હિય હરખ્યા હરિ આપ ધરિ, સુર મુનિવર હિત સારુ ॥
કર્ણી લિધી કૃપા નિધી, અજા યોષિતા દ્વારુ ॥ ૯૩

પ્રભુએ મુનિવર પાસથી, માયા જ્યાં નિસ્તારિ ॥
દિસે ન ત્યાં પછિ દષ્ટિએ, કમળા રાજકુઁમારિ ॥ ૯૪
ત્યારે મુનિ હરિ ચરણ ગ્રહિ, ઉચર્યા ભય આવેશ ॥
પ્રણતારત વારણ પ્રભૂ, પાહિ પાહિ પરમેશ ॥ ૯૫
ઇચ્છું હે અખિલેશ્વરા, મૃષા થાય આ શ્રાપ ॥
મુજ ઇચ્છા એવી મુની, ઉચર્યા શ્રીહરિ આપ ॥ ૯૬

છપ્પય

કટુક વચન મેં કહ્યાં, આપને અણવિચારથી ॥
મુની વધા એ મટે, પાપ કેવા પ્રકારથી ॥
વધા પ્રભૂ સોવાર, ભલા મુનિ શિવ શિવ ભાખો ॥
મહા પ્રીય શિવ મને, એહ પ્રતિતી ઉર રાખો ॥
શિવની જેના પર અવકૃપા, મુજગતિ એને નવ મળે ॥
એવું સમજો કદિ આપને, હવે નહીં માયા છળે ॥ ૯૭

દોહરા

યથા બોધ આપી થયા, શ્રીવર અન્તર્ધ્યાન ॥
સત્ય લોક નારદ ગયા, કરતા હરિ ગુણ ગાંન ૯૮
વિગતમોહ મન હર્ષમય, જાતા મુનિવર જાંણિ ॥
આવ્યા હરગણ સભય અતિ, ઉચર્યાં આરત વાંણિ ॥ ૯૯
હરગણ અમો ન વિપ્ર હે, મુનિવર કરિને મ્હેર ॥
અવગુણ શ્રાપિત ફળઉપર, લાવો અનુગ્રહ લ્હેર ॥ ૧૦૦
એ પર મુનિવર ઉચ્ચર્યાં, અનભય થશો અસૂર ॥
વિધ વિધ વૈભવ પામશો, પ્રબળ તેજ પરિપૂર ॥ ૧૦૧

દુરાચાર વધતાં પ્રભુ, પ્રગટ થશે જે વાર ॥
નરરૂપે હરિ હસ્તકે, થશો મુક્ત તે વાર ॥ ૧૦૨

## છપ્પય

ગયા રૂદ્રગણ બેઉ, મુનીવરને શિર નામી ॥
થયા નિશાચર યથા, શ્રાપનો અવસર પામી ॥
ત્રણે ભુવન જીતિયાં, ઓજ નિજવડે એમણે ॥
કરતાં અઘટિત કૃત્ય, કલુષ જાંણ્યું ન જેમણે ॥
એવાંજ કલુષમય કૃત્યએ, રોજરોજ કરતા રહ્યા ॥
વળિ પુર્વ પાપના શ્રાપવશ, સદગુણ જરા ન સંગ્રહ્યા ॥ ૧૦૩

## દોહરા

એક કલ્પમાં એહથી, ધરી હરી નર દેહ ॥
સુર મુનિવરનો સાચવ્યો, સારધાર શુભ સ્નેહ ॥ ૧૦૪
એ રીતે પ્રભુનાં અધિક, વિધવિધ કર્મ વિચિત્ર ॥
સુંદર સુખપ્રદ સર્વદા, ચારૂ જન્મ ચરિત્ર ॥ ૧૦૫
કલ્પ કલ્પ હરિવર કરે, અંગિકાર અવતાર ॥
જ્ઞાની મુનિવર ગુણગણે, વિવિધ સહિત વિસ્તાર ॥ ૧૦૬
થાય ન વિવિધ પ્રસંગનું, શ્યાણાને આશ્ચર્ય ॥
કથે અનંત હરી કથા, વેદ વિદિત મુનિવર્ય ॥ ૧૦૭
ઉમા રામનો સુયશ ઈતિ, કહી શકું હું કેમ ॥
કથ્યે કોટિ કલ્પો સુધી, આવે પાર ન એમ ॥ ૧૦૮

# પંચમ તિર્થાશ્રમ

## દોહા

કરહુ રામશક્તી કૃપા, સ્વયં પ્રગટની સીય ॥
કથોં રામ યશકી કથા, હર્ષ ભરી નિજ હીય ॥ ૧
સુધર સભામેં એક દિન, બૈઠે દશરથ રાઉ ॥
ગાધિસુવન આયે ઉહાં, ભૂરિ હૃદય સદભાઉ ૨

## છપ્પય

અનુચરતેં આગમન, સુની મુનિવરકો રાજા ॥
સાદર લેવન ગયે, સહિત વિપ્રકે સમાજા ॥
કરી દંડવત રાઉ, નિજાસન મુનિ બૈઠાયે ॥
પૂજા કરિ પદ ધોઇ, ઉદક નિજ ભૌન સિંચાયે ॥
પુનિ કહેઉ રાઉ કર જોરિકે, કિય પવિત્ર મેરો ભવન ॥
આપકો અત્ર આગમનકો, કહહુ નાથ કારન કવન ॥ ૩

## દોહા

સુની વચન અૌધેશકે, અસ ઉચરેઉ મુનિરાજ ॥
અસુર સતાવત યજ્ઞમેં, આયેઉ યાચન આજ ॥ ૪
મહિમંડલ મહિપત મહા, લાહુ સુયશ તુમ લેહુ ॥
રામ લખન દોનોં કુઁવર, મોકોં માંગે દેહુ ॥ ૫

## છપ્પય

તજહુ મોહ સંદેહ, બિચારહુ ધર્મ તુમ્હારા ॥
હનહુંકો જાની કુશલ, કરહુ સો કાર્ય હુમારા ॥

સુનત વચન અનપ્રીય, ભયેઉ નિજ વદન રુખાના ॥
નિસાસેઉ મન રાઉ, કંપ તન કંઠ સુખાના ॥
ચોથેપન પાયેઉ ચારસુત, કરકે શ્વરસોં યોં કહી ॥
અતિ અનુચિત તવ ઉચ્ચાર યહ, શકોંન હોં શ્રવનૈ
સહી ॥ ૬

## દોહા

અર્થાતુર જાંને નહીં, પ્રગટ પરાયી પીર ॥
મુનિ મેટન તુવ આશમેં, ધરી શકોં નહ ધીર ॥ ૭
હે મુનિવર ! ઇત આયકે, કા માગેઉ તુમ એહુ ॥
વલ્લભ રામ વિહાઇકે, આન સકલ મમ લેહુ ॥ ૮

## છપ્પય

લેહુ અશ્વ રથ યુક્ત, હસ્તિ માનિક મનિ હીરા ॥
ધરા ધેનુ ધન ધામ, ચારુ ચામીકર ચીરા ॥
જો માંગહુ સો આજ, આંન સરવસ મેં દેહોં ॥
કહોં રાઉરી શપથ, રંચ નહિં શંક ધરૈહોં ॥
સબ સુત મેરે મોકોં સદા, પ્રીય પ્રાંનકી નાંઇહૈં ॥
પૈં આત્મ રામકોં દૈનકી, બનૈ ન બાત ગુસાંઈ હે ॥ ૯

## દોહરા

કરની મહા કઠોરકે, કહાં નિશાચર ઘોર ॥
કહાં રામ મેરો કુંવર, સુંદર પરમ કિશોર ॥ ૧૦

અનહદ યોં અવધેશકો, પુત્ર પ્રેમ પહિશાનિ ॥
અતિ આનંદેઉ હૃદયનિજ, ગાધિસુવન મુનિજ્ઞાનિ ॥ ૧૧

## છપ્પય

તબ વશિષ્ટ મુનિ નૃપહિ, સકળ વિધિસેં સમુઝાયે ॥
રામ લખન દુહુ ભ્રાત, નૃપહિ નિજ નિકટ બુલાયે ॥
આશિર્વચન ઉચારિ, લાલ નિજ હૃદય લગાયે ॥
શીખ દયી સબ ભાંતિ, મુની સઁગ બિદા કરાયે ॥
પુનિ કહેઉ ચલત મુનિરાજકો, પ્રાનનાથ યહ પુત્ર મમ ॥
હોં પઠવત તાકોં પાલિહો, તુમ હો તાકે જનક સમ ॥ ૧૨

## દોહરા

માત પિતાકે ગૃહન કરિ, આશિષ વચન અમોલ ॥
રામ લખન મુનિ સઁગ ચલેઉ, ઉર આનંદ અડોલ ॥ ૧૩

## કવિત્ત સંદેહાલંકાર

મોહક મનોહર હૈં કેધોં બેશુમાર યહ,
આભાકે અગારદ્વૈ સ્વરૂપ મનમથકે ॥
કેધોં ધ્વજ ધરમ સુકરમકે કરનવારે,
પ્રગટ પરેખક પરમ પુન્ય પથકે ॥
એક અવદાત ઇન્દુ દૂજો હૈ પ્રભાત ભાનુ,
કેધોં વીરરસ જશ ઓજસ અકથ કે ॥
બાલ કેહરીકે દર્શનીક દિગપાલ દોઉ,
મુનિ સંગ સોહે કેધોં લાલ દશરથકે ॥ ૧૪

## પુનર્યથા ઉત્પ્રેક્ષાલંકાર

કાકપચ્છ વારે લટવારે ચટકારે કચ,
નૈન રતનારે સોહ કામનકી સિધિકે ॥
પરમ પ્રચંડ ભુજદંડ દિવ્ય દોઉનકે,
વિઘન વિખંડન પ્રદાય રાજ રિધિકે ॥
અસુરકે સાલ મતવાલ ઉનમત્ત ચાલ,
બાલ વય યજ્ઞ રક્ષવાલ ભલ ત્રિધિકે ॥
લાયે લાલ લક્ષમન રામ રાઉ અવધસોં,
પાયે વિશ્વામિંત્ર માનૌં મંજુ મહાનિધિકે ॥ ૧૫

## પુનર્યથા અનન્વય

કટિ પટ પીત સિંહ કંધપેં નિખંગ કસે,
તીખે સર ધનુષ પ્રચંડ ધરે કરમેં ॥
હંસ વંશ હંસ રાજહંસ દોઉ રાજત હૈં,
પ્રાક્રમી પ્રસિદ્ધ અવતંશ વીર વરમેં ॥
ઓપત વિશાલ ઉર ભવ્ય યોં ઉતંગ ભાલ,
તેજવંત પૂરણ સુધરહૈં સુધરમૈં ॥
શ્યામ વપુ ગૌર રમ્ય જોરી રામ લખનકી,
મુનિસંગ સોહૈ કોઉ હૈ ન ઐસી નરમેં ॥ ૧૬

## દોહા

મુની બિચારત હૃદયમેં, પ્રભુ મેરે મખ પાતુ ॥
મો હિત સબ વૈભવ તજે, રાજભવન પિતુમાતુ ॥ ૧૭

અભિવંદન કરિ મનહિ મન, જયજય કહિ જગરાય ॥
મુનિ મગ જાવત રામકોં, દિય ત્હાડિકા દિખાય ॥ ૧૮

## કવિત્ત

વદન કરાલ નૈન નાશિકા વિશાલ જાકે,
છોટે બાલ મ્હોટે દાંત લંબે યોં અધરહૈં ॥
ઉરપૈં સમ્હૈં ન ઐસે આયત ઉરજ જાકે,
કંધ લોં કરન યોં કુરૂપ પદ કર હૈં ॥
તિમિરકો પુંજ મહા કજ્જલ ગિરી સમાન,
દ્દષ્ટ પૃષ્ટ રોમાવલિ દેહ અસુંદર હૈ ॥
તડાતડ઼ ત્હાડિ દેતિ ત્હાડિકા તડપિ તહાં
દૌરિ આઇ જાકે મન રંચહૂ ન ડરહૈ ॥ ૧૯

## પુનર્યથા.

ચિક્કરત દિગ્ગજસી દશનકોં પીસ પીસ,
ફ઼ર્કત અધર જાકે ભારી રોષકી ભરી ॥
કર ધર ફ઼ૃય્ય ફ઼ૂદ ફ઼ૂદ કિલકાર કરે,
લોહુ લથબથ્થ હ્વૈકે આય પથમેં અરી ॥
આદરનવારી ઉતપાત અધમાધમ વ્હૈ,
મહા મદમત્ત રત્ત નૈન તિરછે કરી ॥
અબલા નહીં યા ઉનમત્ત બડી બલા કોઉ,
પ્રબલા પિશાચરી હૈ તાડિકા નિશાચરી ॥ ૨૦

## દોહરા

સનમુખ સો આવત લખી, તીર દયો ધનુ તાંન ॥
સઘહિ નિજ થલ રામને, પઠયે તાકે પ્રાંન ॥ ૨૧
રાક્ષસિસેં મુનિરાજકી, રક્ષાકિય રઘુરાઇ ॥
તન ત્યાગ્યો તહં તાડિકા, પરમ ગતીકાં પાઇ ॥ ૨૨
પુનિ મુનિસહ આગે ચલે, પુરૂષ સિંહ દોઉ વીર ॥
રહે યજ્ઞ થલ આયકે, ધર્મ ધુરંધર ધીર ૨૩
વિદ્યાનિધિ દોઉ વીરકો, વિશ્વામિંત્ર વિશેખ ॥
દિવ્ય ધનુર્વિદ્યા દયી, અરીસાધ્ય અવરેખ ॥ ૨૪

## છપ્પય

બલસાગર સો બીર, રહે દોઉ રખવારે ॥
આરંભ્યો તવ યજ્ઞ, મંત્ર મુનિવર ઉચ્ચારે ॥
આયેઉ સો સુનિ ઉહાં, નીચ મારીચ સુબાહૂ ॥
ગ્રસન યજ્ઞથલ ગ્રાસ, હેતુ કેતૂ અરુ રાહૂ ॥
બિનુ ફણસર મારેઉ રામને, મહા બલી મારીચકો ॥
સતજોજન સાગર પાર સો, ગયેઉ ન પાયેઉ મીચકો ॥ ૨૫

## દોહરા

પુની સુબાહૂપેં કરી, સરપાવક સધાંન ॥
તકી ધનુષકો તાનિકે, પલમેં લીને પ્રાંન ॥ ૨૬
અરૂઅનુજને આપબલ, પાય હૃદય ઉત્સાહ ॥
કટક અસુર સંહાર કિય, આહવ મધ્ય અથાહ ॥ ૨૭

અસુરનકે ભયસેં ઉહાં, અભય ભયે આનંદિ ॥
કરત પ્રભૂકી પ્રાર્થના, વિપ્રસમુહ સુરવંદિ ॥ ૨૮
શ્રુતિપુરાન ગાથા સુનત, વિપ્રનકે વિશ્રામ ॥
વહાં કછુક વાસર રહે, સહિત અનુજ શ્રીરામ ॥ ૨૯

## છપ્પય

તવ ઉચરેઉ મુનિ તહાં, સુઘડ રઘુવરકે સનમુખ ॥
સુનહુ ભક્તકે સદા, દૈન સાનંદ દિવ્ય સુખ ॥
મહા જ્ઞાનિ મિથિલેશ, આદરત ધનુષ યાગ વર ॥
અવરેખન સો ઉહાં, ચલહુ જાઇય વિનોદકર ॥
સો સુની વચન રિષિરાજકે, મહદ ભયેઉ આનંદ મન ॥
મુનિવર્ય સંગ દોઉ ભ્રાતને, ત્વરિત તાહિ દિશિ
કિયગવન ॥ ૩૦

## દોહરા

પથ જાવત પેખેઉ પ્રભૂ, સુન્ય એક વિશ્રામ ॥
યહાં કવન આવાસ યહ, અસ ઉચરેઉ શ્રીરામ ॥ ૩૧
તબ મુનિવરને રામકોં, શ્રાપિત શિલા બતાઇ ॥
અબલા રિષિકી ઉદ્ધરન, સકલ કથા સમજાઇ ॥ ૩૨
વંદ્ય શિર્ષ કરિ મુનિ વચન, પ્રભુ પરસેઉ પદપદ્મ ॥
શિલા મેટિ ભઈ સુંદરી, શુભ શોભાકી સદ્મ ॥ ૩૩
તબ સોઈ રિષિ પતની તહાં, કરતિ વિનતિ કર જોરિ ॥
આપ અધમકે ઉધ્ધરન, પ્રભુ રાખી પત મોરિ ॥ ૩૪

## કવિત

જય જય કૃપાસિંધુ કૌશલકિશોર જપોં ॥
જય જય દીનબંધુ ત્રાતા નિજ જનકે ॥
જય જય ક્ષેમકારી ક્ષમ્ય છબિ વિશ્વજોતિ,
જય જય આપત ઉદ્ધાર મહા મનકે ॥
જય જય મખ રખવાલ હો બલિષ્ટ બાલ,
જય જય ઇષ્ટદેવ જ્ઞાની મુનિ ગનકે ॥
જય જય રાજીવ નયન રામચંદ્ર નમોં,
જય જય ધીર રઘુવીર મત્ત રનકે ॥ ૩૫

## છપ્પય

જયતિ રામ જગજીત, પીત પટ પ્રભા અનુપમ ॥
આપત તન અભિરામ, સજલ ઘનશ્યામ સ્વરૂપમ ॥
પરિકર પટ કટિ પેંચ, એંચ બાંધેઉ નિખંગ ઇમ ॥
ધારેઉ કર સર ધનુષ, કલિત છબિ જાત વરનિ કિમ ॥
મેરે મન મંદિરમેં મહા, મનહર મૂરતિ સોઇ ધરેં ॥
ચરણાવિંદમેં ચિત્ત ધરિ, વાર વાર વંદન કરેં ॥ ૩૬

## કવિત્ત

શંકરકે સેવ્ય સુચિ સોહત સુખંકર હૈં,
કિંકર કે સદા કૃત્ય કૃત્ય કે કરન હૈં ॥
રંકનકે રત્ન કલુ પંકન કે ગંગોદક,
અણિમાદી અંકનકે મહિમા ધરન હૈં ॥

સ્મર્ણનીય સોહત હૈં સિદ્ધ સનકાદિક કે,
વર્ણનીય વિધિકે સુતારન તરન હૈં ॥
અશરન શરન યોં અધમ કે ઉદ્ધરન,
અભરા ભરન રામ રાવરે ચરન હૈં ॥ ૩૭

## દોહરા

પ્રભુ પદ પદ્મ પરાગતેં, ફલિત શ્રાપ કરિ ફોક ॥
ગૌતમ–રિષિપતની ગઇ, લખિ પ્રભુ છબિ પતિ લોક ॥ ૩૮
પતિતનકે પાવન કરન, અસ પ્રભુ દીનદયાલ ॥
વ્હાલ ધરી મન વચનસેં, જપહુ રામ જગપાલ ॥ ૩૯

## છપ્પય

સાનુજ પ્રભુ શ્રીરામ, સંગ મુનિ ગાધિસુવનકે ॥
આગે ચલેઉ અનમ્મિ, રિપૂ પ્રાકૃમિ અસુરનકે ॥
આયેઉ સત્વર ઉહાં, જહાં જગપાવનિ ગંગા ॥
જુગ કર જોરિ પ્રનામ, કીય સૌમિત્રહ સંગા ॥
પુનિ મુનિ સહીત પ્રોત્સાહસેં, દોઉ ભ્રાત મજ્જન કિયો ॥
સદપાત્ર દેશકો સમજ્જે કે, દાન વિવિધ વિપ્રન દિયો ॥ ૪૦

## દોહરા

પુનિ ગવનેઉ દિશિ જનકપુરિ, શ્રમ બિનુ આયેઉ સઘ ॥
નિરખત પ્રભુ રાજીવનયન, વિપુલ પ્રભા અનવઘ ॥ ૪૧
જગમગાત પુરિ જનકકી, દિવ્ય રમ્યતા દેખિ ॥
શ્રી રઘુવર સૌમિત્ર સહ, હર્ષેઉ હૃદય વિશેખિ ॥ ૪૨

## કવિત્ત

વાટિકા તડાગ સરિ કૂપ બન બાગ બને,
હોત અનુરાગ હીય મચ્છ વેલિ હેરે સેં ॥
બાટ બહુ સોહે મનિકનિકાકે ઘાટ ઘને,
પુરટ પલાટ પર્મ ફટિકન ફેરેસેં ॥
જાત જાત ફૂલે જલજાત યોં જલાશયકે,
ગુંજત મલિંદ ખસિ જાત નહિઁ નેરેસેં ॥
અંગ અંગ હોવત ઉમંગ સુખ સંગ સંગ,
રંગ રંગવારે યોં વિહંગન કે ટેરેસેં ॥ ૪૩

## પુનર્યથા

નંદનકે વિપિનકો નિંદરનવારી નૌલ
વાટિકા સુમનકી અમોલ છબિ છાજે હે ॥
લટી રહિ સૌરભપેં લલિત લતાયેં લોલ,
પલ્લવિત સૌરભિત ફૂલ ફલ તાજે હૈં ॥
ઘુમ્મત મલિંદ મધુમત્ત ઓ પરંદનકી,
પુનિ પુનિ મનોહર મિષ્ટ ધુનિ ગાજે હૈ ॥
શીતલ સુગંધ મંદ ત્રિવિધ બયાર બહે,
નગરકી આસપાસ રમ્યતાઇ રાજે હૈ ॥ ૪૪

## દુર્ગ વર્ણન યથા

બીચ બીચ બુરજ કતાર કંગુરનકી યોં,
દુરગ વિશાલ ખુબિદાર દિવ્ય દ્વારે હૈં ॥

ચુંબિત ગગન બાત કરત ઘટાસેં તાપેં,
ઉન્નત અટાનકે ઝરોખેં છટાવારે હેં ॥
પુંગવ સતઘ્ની ઓ ભુશુંડિકાદી પાવકાસ્ત્ર,
શંક દૈન શત્રુનકે અંકન સવારે હૈં ॥
સુભટ બલિષ્ટ નિજ કૃત્યમેં કુશલ સદા,
નગર પ્રવેશ દ્વાર કેરે રખવારે હૈં ॥ ૪૫

## પુર પ્રભા વર્ણન યથા

બિથિકા બજાર ચારુ ચૌહટમેં હાટવારી,
હેમકી હરમ્ય રમ્ય રમ્ય રૂપરાસી હૈં ॥
સુંદર નિવાસ નર નારિનકે વસિવેકે,
તાકી કછુ ઔર વિધિ સુખમા ઉજાસી હે ॥
સર્વોપરિ શોભા રાજ ભવનકી રાજ રહી,
તાસેં બહુ શોભા જહાં જાનકી નિવાસી હૈં ॥
બાજી ગજશાલા બને ખાસે આંમખાસ ખૂબ,
સેનપ સચીવ સબ દક્ષ દાસ દાસી હૈં ॥ ૪૬

## દોહા

પુન્યપરાયન સબ પ્રજા, વિમળ કર્મ વ્યવહાર ॥
વિત્તવંત અતિ ઉધમિત, નિજ નિજ કુળ અનુસાર ॥ ૪૭
પુર બાહર સર સરિત તટ, જઁહ તઁહ રાજ નિવાસ ॥
ઉતરેઉ નૃપ મિજમાન અતિ, વિધવિધ સુખદ વિલાસ॥૪૮
કહેઉ દેખિ કૌશિક ઇક, અતિ ઉત્તમ અઁબરાઇ ॥
રહન યોગ્ય ભુમિ રમ્ય યહ, મોમન પરમ સુહાઈ ॥ ૪૯

સહિત રામ સૌમિત્ર તઁહ, મુનિવર કીન નિવાસ ॥
સબહિ પહોંચેઉ ખબર સો, પતિ મિથિલાકે પાસ ॥ ૫૦

છપ્પય

ગુરૂ જ્ઞાતિ વર વિપ્ર, સુભટ સુચિ સચિવ સમેતા ॥
મિલન ચલેઉ નૃપ ઉહાં, જહાં પ્રભુ કૃપા નિકેતા ॥
પુરજન સહિત પ્રનામ, કીન મુનિવરકોં રાઉ ॥
વિપ્રવૃંદ વંદેઉ, સાદરહિ સરળ સુભાઉ ॥
મુનિ પૂછિ કુશલતા મહિપકોં, આદરસહ આસન દયો ॥
કુશલાઈ કહત મિથિલેશકે, ભૂરિમોદ મનમેં ભયો ॥ ૫૧

દોહરા

ગયે રહે ફુલવાઈ વર, દેખનકોં દોઉ ભાઇ ॥
તેહિ અવસર આયેઉ તહાં, સુજન સહજ સુખદાઇ ॥ ૫૨
શ્યામ ગૌર સુંદર વપૂ, કોમલ વય સુકિશોર ॥
સદા સુજન લોચન, સુખદ, અખિલવિશ્વચિત ચોર ॥ ૫૩

છપ્પય

ઊઠેઉ સકલ સમાજ, જબહિ રઘુવરતઁહ આયે ॥
સાનુજ આદર સહિત, નિકટ મુનિવર બૈઠાયે ॥
ભયેઉ સકલ જન સુખી, દેખિ મનહર દોઉ ભ્રાતા ॥
નિજ નિજ હૃદય નિમગ્ન, હર્ષ પુલકિત પુનિ ગાતા ॥
આભા પ્રભાત ભાનૂ અવર, કોટિ કોટિ સત કંદરપ ॥
અતિ મધુર મુરતિ અવિલોકકેં, ભયેઉ વિદેહ વિદેહ
નૃપ ॥ ૫૪

## પુનર્યથા

નેહ નિમગ્નિત નૃપ–વિવેક કરિ ધરિમન ધીરા ॥
માથ નાઇ મુનિ ચરન, ગિરા ઉચરેઉ ગંભીરા ॥
કહહુ નાથ યહ કવન, સુધડ, સુંદર દોઉ લાલક ॥
યહધૌં મુનિકુલ તિલક, કિંધૌં પ્રથિપતિ કુલ પાલક ॥
કૈ નિગમ નેતિ કહ બ્રહ્મ સો, ઉભય વેષ આવા ધરી ॥
જો સહજ વિરતિ વત મોરચિત, ચકિત હોત દર્શન
કરી ॥ ૫૫

## દોહરા

ડગ્યો ન નૈનન ડોરસેં, ઉમગ્યો ચંદહિ ઓર ॥
પ્રેમ પગ્યો પીવત પ્રભા, ચિત વ્હૈ લગ્યો ચકોર ॥ ૫૬
જનક કહેઉ લખિ જુગલ છબિ, અતિ ઉપજેઉ અનુરાગ ॥
હે મુનિવર ઇનહી લખત, બ્રહ્મ સુખહિ મન લાગ ॥ ૫૭

## છપ્પય

તબ મુનિ વિહસિ કહેઉ, સત્ય નૃપ તુમ્હારા ॥
વિશ્વપ્રીય વર વીર, દિવ્ય યહ દોઉ કુમ્હારા ॥
કોશલેશ ધરમજ્ઞ, દાનિ દશરથકે જાયે ॥
માનિ વચન મમ મહિપ, પુનિત મમ હિતહિ પઠાયે ॥
વર નામ રામ લછમન વિનય, શીલ રૂપ બલ બુદ્ધિ સહ ॥
રાખેઉ મખ જીતી અસુરકે, જાનત હૈ સબ જગત યહ ॥૫૮

## દોહા

મુનિ તવ ચરન પ્રભાવ મમ, પ્રગટેઉ ભાગ્ય પ્રભાઉ ॥
નિરખેઉ મૂરતિ નૈન ભરિ, રીઝિ કહેઉ અસ રાઉ ॥ ૫૯

## કવિત.

સુંદર સધીર શ્યામ ગૌર દોઉ વીર સોહૈ,
વિમલ વિનોદકે વિનોદ દૈન વારે હૈં ॥
સ્વાભાવિક પ્રાન દેહ જૈસોહી સનેહ પર્મ,
સુઘડ વિવેક ભરે વય સુકુમારે હૈં ॥
મદન સ્વરૂપ મદ મોચન મહાંન મંજુ,
તેજ પુંજવારે લસૈં લોચનકે તારે હૈં ॥
પ્રગટ પવિત્ર જગમિત્ર સુચરિત્ર વારે,
સ્વવશ હૃદય શુદ્ધ પરસ્પર પ્યારે હૈ ॥ ૬૦

## દોહા

અંબક સુખપ્રદ ગમ્ય ઉર, રમ્ય રામકો રૂપ ॥
અહોભાગ્ય લેખત અપુન, પુનિ પુનિ પેખત ભૂપ ॥ ૬૧
પ્રશંશિ મુનિ પદ પદ્મમેં, નેહ સહિત શિર નાઇ
નૃપતિ જનક નિજ નગરમેં, સાદર ચલે લિવાઇ ॥ ૬૨
પુરમેં નૃપ સરવોપરી, ઉત્તમ દિય આવાસ
કિય નિવાસ કૌશિક મુની, પ્રબળ બંધુ દોઉ પાસ ॥ ૬૩
આકાંક્ષા ભઇ અનુજકી, નિરખન નગર નિકાઇ
લે આજ્ઞા મુનિકી ચલે, રામ લખન દોઉ ભાઇ ॥ ૬૪

## કવિત

ચારૂ ચિત્ત ચોર શિર સોહત મનોરહાર,
જુગલ કિશોર જોર મુકુટ સવારે હૈં ॥
ઓજ ગુનવારે મતવારે મન મોજ ભરે,
સુખમા સરોજ કર ચાંપ સર ધારે હૈં ॥
નીકી લગે જાહિકી સુબાલ કેહરીકી ચાલ,
રામ ઔ લખન વપુ શ્યામ ગૌર વારે હૈં ॥
નગર સિધારે નર નારી સો નિહારે રૂપ,
દિવ્ય ઘુતિવારે દશરથકે દુલારે હૈં ॥ ૬૫

## પુનર્યથા

કોઉકહે યહે દોઉ વીર ઓ શ્રૃંગાર રસ,
કોઉકહે યહે દોઉ કામ રૂપ ધારે હૈં ॥
કોઉકહે યહે દોઉ ઉદિત પ્રભાત ભાનું,
કોઉકહે યહે દોઉ ઇન્દુ અનુહારે હૈં ॥
કોઉકહે યહે દોઉ નર ઔર નારાયણ,
કોઉકહે યહે દોઉ વિશ્વ કે ઉજારે હૈં ॥
કોઉકહે યહે દોઉ કૌશલ કિશોર ઔર,
કોઉકહે યહે દોઉ વશીકર્ણ વારે હૈં ॥ ૬૬

## પુનર્યથા

પ્રેમ પ્રગટાવની યોં એકકી બની હૈ આભા,
બની હૈ રસાલ જ્યોં વિશાલ માલ ધનકી ॥

કુંદસી કલાધરસી વિમલ વિનોદવંત,
દિવ્ય દરસંત ઘુતિ દૂસરેકે તનકી ॥
અવલ દરજજે અહા નવલ નમૂનેદાર,
શ્યામતા ધવલતા હૈ દોઉ કોંવરનકી ॥
ચોરી લેત ચિત્ત મન મુયાદાકો ભોરી લેત,
જોરી લેત નૈન જોરી રામ લચ્છમનકી ॥ ૬૭

## પુનર્યથા

શેહરા સુરત્નકે સુવર્ણ સહ શોહે શિર,
મકરાકૃત કુંડળ વિરાજત શ્રવનપેં ॥
ભાલપેં તિલક વક્ર ભૃકુટી ચિતૌનિ ચારુ,
નાગમનિ માલ નૌલ ઉર આયતનપેં ॥
ઓપત આજાન બાહુ દોઉનકે દોઉ દોઉ,
ચરચિત ચંદનકો તેજ મહા તનપેં ॥
છોટી વય વારે વીર મોટી મતિવારે દોઉ
વારી ડારૂં કોટી કામ રામ લછમનપેં ૬૮

## દોહરા

બિહરત બાલક બાંકુરે, જહાં જહાં વહ જોરિ ॥
ઉહાં ઉહાં હોવત પુહુપ—બૃષ્ટી આનંદ બોરિ ॥ ૬૯
ધનુષયજ્ઞભુમિ રચિ ધવલ, પુર પૂરબદિશિ પર્મ ॥
ઉહાં ગયેઉ બાન્ધવ ઉભય, વીર ધર્મકે વર્મ ॥ ૭૦

## કવિત

રમ્ય ભુમીસુતાકે સ્વયંવરકી રંગભુમી,
વિસ્તરિત ફટિક શિલાકી ગચવારી હૈ ॥
મંડિત સુકંચનકે મંચનકે અગ્ર મધ્ય,
ભવ્ય વેદિકાકી વિલસંત પ્રભા ભારી હૈ ॥
કંચન કે ખંભ માંહિ જટિત અનેક નંગ,
મુક્તા મનિ માનિકકી સુખમા સવારી હૈં ॥
ચુંબિત ગગન મહા મંડપ શિખર ચારૂ,
કંચનકે કલપકી સજાવટ સારી હૈ ॥ ૭૧

## પુનર્યથા

ઠોર ઠોર રત્ન રમનીય વિધિ કારીગર,
કૃત્તિ કરિ પેખ મન પરત અચંભામેં ॥
યોષિતા અપારકી સુરચના સજીવ માનો;
એસી પ્રભા ઉર્વસી ન મૈનકા ન રંભામેં ॥
તોરન મનોહર મહાન માંગલીક તને;
બિરવા લતાનકે બિતાન ખંભખંભામેં ॥
કંજનપેં કરત કિલોલ યંત્ર કિલ્લાલપ,
સ્વયંવર ભુમીસી ન શોભા હૈ સ્વયં ભામેં ॥ ૭૨

## દોહરા

રામ દિખાવહિ અનુજહી, રસા યજ્ઞ ધનુ રમ્ય ॥
સંગ રહેઉ પુરકે શિશુ, ગહહિ મોદ ઉર ગમ્ય ॥ ૭૩

ગુરૂ અનુસાસન યાદ કરિ, ભયેઉ ગહરુ ભય માન ॥
ગયેઉ નિરખિ શોભા સકલ, સાનુજ રામ સુજાન ॥ ૭૪
વંદિ ચરણ જુગ વીર પુનિ, બેઠેઉ ગુરૂ ઢિગ આય ॥
પુરકી મખભુમિકી પ્રભા, સકલ કહેઉ સુખદાય ॥ ૭૫
પુનિ ગુરુમુખ નૌતિક પરમ, સુનત કથા ઈતિહાસ ॥
મુનિવર સહ યુગ બન્ધુને, સયન કીન સુખ વાસ ॥ ૭૬
સાનુજ જગેઉ સુસુપ્તિસે, પાછે પ્હોર પ્રભાત ॥
નિત્ય કર્મ કરિ પૂજેઉ, ગુરુકે પદ જલજાત ॥ ૭૭
રામ લખન મુનિરાજકી, પુનિ અનુસાસન પાય ॥
સુમન લૈંનકોં સંચરેઉ, હીય અધિક હરખાય ॥ ૭૮

## કવિત્ત

મોજ કરવાકો મહા ભૂપ મિથિલાકો બાગ,
સંચ સુખમાકો સુખ સ્વર્ગ વાસનાકો હે ॥
વિદિત વસંતકે સદાકો વસવાકો વાસ,
નૈન ઠરવાકો જયસીંહ ઠાઠ જાકો હે ॥
ભારી રમ્યતાકો ભર્યો વિટપ લતાકો ભાગ,
પૌન ત્રિવિધાકો ત્યોં વિનોદ વિપ્રદાકો હે ॥
મોહક મજાકો ઉતકર્ષ દર્શવાકો બીચ,
દિવ્ય સર તાકો દર્શ હીય હર્ષવાકો હે ॥ ૭૯

## દોહરા

ઉહાં આય હરષાય ઉર, સાનુજ પ્રભુ સુખમૂળ ॥
પુનિ માલિનકો પુછિકે, લગે લૈન દલ ફૂલ ॥ ૮૦

### છપ્પય

તેહિ ઔસર સિય તહાં, આઈ ગિરિજાકો પૂજન ॥
નિજ જનુનિને પઠાઇ, સહિત સહચરિન મુદિત મન ॥
સુંદર સકલ સયાનિ, ગીત ગાવહીં મનોહર ॥
સોહત ગિરિજાસદન, બાગકે બીચ સમિપ સર ॥
સોઈ સુંદરતા સુચિતાઇ મેં, કરિ મજ્જન સખિયન સહિત ॥
ગવની નિકેત પુનિ ગૌરિકે, પૂજે પદ પ્રીતિ અહિત ॥ ૮૧

### દોહરા

અંગ અંગ સિયકે ઉમઁગ, આપત પર્મ અનૂપ ॥
વ્હાલ હૃદય ધરિ સુભગ વર, માંગા નિજ અનુરૂપ ॥ ૮૨

### છપ્પય

એક સખી તબ ઉહાં, સીયકો સંગ બિહાઈ ॥
ગઇ રહિ આપ અકેલિ, પેખિવેકો પુલ્લુપાઈ
તેઇ બંધુ સુખ તેજ, જુગલ અવરેખે જાઇ
ભયી સ્નેહકે વિવશ, સીઘ્ર સીતા પહઁ આઈ
પુનિ અવલોકી તાકી દશા, તન પુલકિત દગ હર્ષ જલ
કહુ કારન કવનેઉ તાહિકો, પૂંછત યોં સખિયન સકલ ॥ ૮૩

### પુનર્યથા

અવરેખન આરામ, કુઁવર દોઊ કોઉ આયે ॥
લઘુવય સદગુન રૂપ, શ્યામ તન ગૌર સુહાયે ॥

વાચાહિ અનનયન, નયન પુનિ અનવાચાહિ ॥
ઇક ન શકહિ લખિરૂપ, કહિ ન શક ઈક ગુન જાહિ ॥
સજની સયાનિ સુનિ હર્ષિ સબ, સિય હિય પ્રીતિ ન
જાત કહિ ॥
સખિ એક બહુરિ ઉચ્ચરતિ સો, સુનતિ બ્યાન મુખ
મૌન ગહિ॥ ૮૪

## પુનર્યથા

સખી સોઉ નૃપસુવન, કાલિ આયૈ નૃપ સંગહિ
સુન્યો કીનજન સ્વવશ, આય પુરમેં સ્વઉમંગહિ
જહઁ તહઁ કરત બયાન, રૂપ ગુનકો સબ પુરજન
મુખ મિઠાઇ તેં દયી, ડારિ સબકોં મોહનિ મન
તાતેં અવશ્ય સો નિરખિયે, નિરખન યોગ્ય નિકાઇક
સો વચન સુહાને મહિસુતા, લેખન ચલી લુભાઇકે ૮૫

## દોહરા

અતિશય પ્રિય નિજ હૃદયકી, સખી અગ્ર કરિ સોઇ
પ્રીતિ પુરાતનકી પરમ, કળી શકત નહ કોઇ ૮૬
નારદકી આશીશ નિજ, હૃદય આઇ પુનિ યાદ
તબ સિયઉર અતિ પ્રાપ્ત ભો, સુખદ મોદકો સ્વાદ ॥ ૮૭

## કવિત્ત

પુનિ પુનિ નૂપુરકી ધુનિ સુનિ શ્રૌનનતેં,
નિજ મુખ રામ ગુનિ ઉચરે લખનસોં ॥

દીની કામ દુંદુભી યા વિશ્વકે વિજય હેતુ,
માનોં કીન મનસા મહાન નિજ મનસોં ॥
સુનિકે વચન અસ ઉચરે અનુજ તવ,
નાથ યોંહિ જાન્યો ધુનિ સુનિ મેં શ્રવનસોં ॥
રાઉરે વિજય અરૂ સુયશકી દુંદુભી યા,
દીની કોઉ દેવીને સો દેખિહૌ દ્રગનસોં ॥ ૮૮

## પુનર્યથા

સમયસુચક જાંની અનુજકી સુધરતાઇ,
બોલે રઘુનાથ પુરૂષોત્તમ મૃયાદા કે ॥
તાત યહ જનકજા યજ્ઞ જેહિ હેતુ હોત,
કારક જનક સોઇ ઉત્તમ ઈરાદાકે ॥
આઇ ફુલવાઈ ગૌરિ પૂજન પ્રકાશ સોઇ,
સોહત શરીરપેં શ્રૃઁગાર જોત જાદા કે ॥
તાહિકેહિ ચરનકે નેવર જો યહાં તક,
શ્રવનલોં જગે ભનકાર સો નિનાદાકે ॥ ૮૯

## પુનર્યથા.

જાહિકો અલૌકિક સ્વરૂપ અવલોકિ યહ,
સહજ પવિત્ર મન ક્ષુભિત ભો મેરો હે ॥
તાત સુનુ તાકો હેતુ જાનત વિધાતા સબ,
ફરકંત સુભગ અંગ સુફલ યા ફેરો હે ॥
હૃદય કુપંથ નહિ જાત રઘુવંશિનકો,

બિરદ યહીકો યા જગતપેં ઉજેરો હે ॥
પૂરન પ્રતીતી સહ નીતી મોહિ મો મનકી,
જેહિ સ્વપને ન પરતીયા મુખ હેરો હે ॥ ૯૦

## પુનર્યથા

જીનકે સદન નિજ શત્રુસેં સમર માંહિ,
પીઠ નહિ દેત રહે માચે નિજ કૃતમેં ॥
અઘટિત દ્રવ્ય પર પુની પર ત્રીયા પર,
દીઠ નહિ દેત રહે નિશ્ચે નિજ વ્રતમેં ॥
યાચક સમાજ નાંહિ લહહીં નકાર કબૂ,
યુદ્ધવીર ધર્મવીર દયાવીર દતમેં ॥
એહો તાત સુનહુ સુજાન યહ સત્ય બાત,
એસે નરવર અહા થોરે હૈં જગતમેં ॥ ૯૧

## દોહા

વિમળ રીત નરવરનકી, નીતીકે નિસ્નાત ॥
શ્રીરઘુવરને અનુજસોં, બિદિત કીન્હ યહ બાત ॥ ૯૨

## કવિત્ત

આઇ ફુલવાઇ સહુલાસ આસપાસ ભયો,
ઉદિત પ્રકાશ સીયકી નિકાઈ ઠોરકો ॥
આલંબન યાદ પ્રદ ભન્ગ ગ્યાહલ્હાદ ભગો,
ગહર મૃયાદકે મયંક મુખ ગોરકો ॥
સ્વાભાવિક સલજતા સ્નેહકો વિકાશ ભયો,

નિરમલતાકે નૈન જલજકી ઓરકો ॥
દષ્ટી વહ ડોર ભયો ચિત વો ચકોર ભયો,
ઓર મન ભોર ભયો કૌશલકિશોર કો ॥ ૯૩

## છપ્પય

ખંજન મદ ભંજન—સુમંજુ મૃગશિશૂલોચની ॥
મનરંજન કંજન—સપુંજ સુખમા વિમોચની ॥
ચહુઁ દિશિ ચિતવત ચકિત, ચિત્ત ચિઁતવતભઇ ચિંતા ॥
કહુઁ ગયે રાજકિશોર, શંશિયત નિજ મન સીતા ॥
સખિ તબહિ લખાયે સહજસો, શ્યામ સુગૌર સુહાવને ॥
વલ્લરી ઓટ વિહરત રહે, મુનિવરકે મનભાવને ॥ ૯૪

## કવિત

મુકુટ મરોરદાર ભૂપતિ કિશોર અગ્ર,
ઓપત અનૂપ રમ્ય રૂપ ઢાર ઢરકી ॥
હર્ષ ઉમઁગાઇ રહ્યો હિયમેં અપાર નિજ,
નિધી પહિચાનિ લલચાઇ સુતા ધરકી ॥
શરદ શશીકો જ્યોં ચકોરી ચિતૈ નેહ વશ,
દહ ભઈ ભોરી નિજ ગહ ત્યઙસરકી ॥
ત્રાટક થકિત હ્વૈકે પલક કપાટ દિન્હે,
ભરિ દૃગ ભવ્યતા વિલોકી, રઘુવરકી ॥ ૯૫

## છપ્પય

શ્રી રઘુવરકે શુદ્ધ, સ્નેહ વશ સિયંકાં જાની ॥
કહિ ન શકતિ કછુ કથનિ, સખી નિજ મન સકુચાની ॥
અબ કા કરિય ઉપાય, ઉરમિ ઉરમેં અસ બાઢી ॥
મુખસેં ગ્રહિ મૌનતા, ધીર ધરિ રહિ મગ ઠાઢી ॥
તબ લતા ભવનતેં તુર્તહી, ભયે પ્રગટ દૌઉ ભાઇયોં ॥
બલ અટલ જલદકે પટલતેં, વિધુ દોઉકી વિલગાઈ જ્યોં॥૯૬

## કવિત્ત

સત્વગુન ગેહવારે ઉત્તમ અછેહવારે,
શુદ્ધ સ્નેહ વારે દેહ મન સદ લીકેહૈં ॥
ગુચ્છા શિર આબવારે ગજરા ગુલાબ વારે,
કંદરપ છાબવારે કુસુમ કલીકે હૈં ॥
તિલક સુભાલ વારે શ્રમ બિન્દુ માલવારે,
ભૃકુટી વિશાલ વારે ભવ્યતા ભલીકે હૈં ॥
શોભા ધામવારે રામ લચ્છમન નામ વારે,
ગુનિ સો બટાઉ બન કુંજકી ગલીકે હૈં ॥ ૯૭

## પુનર્યથા

સુખમા રસાલ વારે નાશિકા સુઢાલ વારે,
વીર નૈન લાલ વારે નીલ નલિની કે હૈં ॥
શ્રુતી આભરનવારે શોભા કે ધરનવારે,
આપસ કરન વારે એક મન જીકે હૈં ॥

હિયેકે હુલાસ વારે હાશ કે વિલાસ વારે,
મુખકે પ્રકાશ વારે સદ્મ સુખહીકે હૈં ॥
શોભા ધામ વારે રામ લક્ષમન નામ વારે,
ગુનિ વો વટાઉ વન કુંજકી ગલીકે હૈં । ૯૮

## પુનર્યથા

આભા આલબાલ વારે ઉર મનિમાલ વારે,
બાહુ યોં બિશાલવારે લ્હેર હદલીકે હૈં ॥
વિમલ સુચિત્તવારે યજ્ઞ ઉપવિત્ત વારે,
કટિ પર પિત્તવારે પદ્મ પદહીકે હૈ ॥
પૂરણ પ્રશંશ વારે વંશ અવતંશ વારે,
હંસ વંશ વારે દોઉ હંસ વંશ હીકે હૈ ॥
શોભા ધામ વારે રામ લછમન નામ વારે,
ગુનિ દો વટાઉ વન કુંજકી ગલીકે હૈં ॥ ૯૯

## છપ્પય

સખિ યહ સુમન સમેત, દિવ્ય કર વામહિ દોના ॥
મંજુલ મુખ સુકુમાર, સાઁવરા કુઁવર સલોના ॥
ધીરજ ધરી સયાનિ, ભ્રહુરિ સીતાસન બોલી ॥
હેરુ હેરુ મનહરન, મુરતિ યહ મધુર અમોલી ॥
ધરિ લેહુ ધ્યાન ઉર યાહિકો, કૌશલ અગ્ર કિશોર યહ ॥
પુનિ ધરહુ ધ્યાન ઉર ગૌરિકો, કહોં સત્ય કર જોર યહ ॥ ૧૦૦

## પુનર્યથા

સકુચિ સીય તબ સધ, આપુહી નૈન ઉધારે ॥
વીર ધીર રઘુવંશ, ઉભય સનમુખહિ નિહારે ॥
નખતેં શિખલોં નિરખિ, રમ્યતા શ્રી રઘુવરકી ॥
સુમરિ પિતા પ્રન સધ, ઉર્વિ જાકે ઉરધરકી ॥
પુનિ દશા જાનિ સજની સકલ, સભય કહતિ ભઈ બેર બહુ ॥
ઇક સખિ અસ કહિ હશિ કાલિયહુઁ, પુનિ આઉબ બિરિયાઇ યહુ ॥ ૧૦૧

## પુનર્યથા.

ગિરા સખીકી ગૂઢ, સીય સુનિકે સકુચાની ॥
ભારી ભયેઉ વિલંબ, મનહિ માતુ ભય માની ॥
ધરિ ધીરજ નિજ હૃદય, રાખિ સુરતી રઘુવરકી ॥
આઈ રંગ ભુમિ યાદ, સ્વયંવરકે ઔસરકી ॥
નિરખન મિષ ખગ મૃગ તરુ તહાં, પુનિ પુનિ ફિરતી સહ અલી ॥
નિરખતિ નિરખતિ રઘુવીર છબિ, પુજન ગૌરિ મંદિર ચલી ॥ ૧૦૨

## દોહા

બાત જાનકી જાંનિ પ્રભુ, સુમન લેખિની કિન્હ ॥
રમ્ય પ્રેમ કે રંગસોં, ચહિ ચિતમેં લિખિ લિન્હ ॥ ૧૦૩
ગવની મંદિર ગૌરિકે, વંદિ ચરન કર જોરિ ॥
સ્તુતી કરતિ અતિ સુરતિ સહ, સીય બહોરિ બહોરિ ॥ ૧૦૪

### છપ્પય

જયતિ જયતિ જગજનુનિ, જયતિ ગિરિરાજ કિશોરી ॥
જયતિ જયતિ જય ચંદ્ર—મૌલિ મુખચંદ્ર ચકોરી ॥
જયતિ જયતિ ગજબદન, ષડાનનકી જય માતા ॥
જય અખંડ જગ જ્યોતિ, જયતિ દામિનિ ઘુતિ ગાતા ॥
જય જયતિ જયતિ જય ભવહિ ભવ, વિભવ પરાભવ કારિણી ॥
જય વિશ્વ વિમોહિનિ જયતિ જય, જય જય સ્વવશ
વિહારિણી ॥ ૧૦૫

### પુનર્યથા.

નહિઁ તવ આદી મધ્ય, ઔર નહિઁ તવ અવસાના ॥
અમિત પ્રભાવ વિરંચિ, અવર તવ વેદ ન જાના ॥
માતુ પ્રથમ તવ રેખ, પતી દેવતા સુતિયમેં ॥
સહસ ગિરા નહ શેષ, આનિ શક મહિમા હિયમેં ॥
વ્હેકે પ્રસન્ન પ્રપન્નકોં, દાય દેવિ ફલચારિતું ॥
ત્રિભુવનેશ્વરી યોગેશ્વરી, હે ત્રિપુરારિ પિયારિતું ॥ ૧૦૬

### પુનર્યથા.

પુનિત માતુ પ્રેમસેં, પૂજૌં પદ પદ્મ તિહારે ॥
સુરનર મુનિવર સકલ, વિવિધ હોવહિ સુખવારે ॥
મોર મનોરથ તુઁહીં, માતુ જાનતિ ભલિભાતી ॥
ઉરપુર સબકે તુઁહીં, માતુ બસતી દિનરાતી ॥
તેહિ કારન માતૂ તોહિકો, મેં કછુ પ્રગટ કહેઉ નહ ॥
અબ બોલ બોલ તું અમ્બિકા, મોસન મૌન ગહેઉ નહ ॥ ૧૦૭

**દોહા**

વદિ અસ પુનિ વૈદેહિને, ગૌરી ચરન ગહેઉ ॥
અડગ ધ્યાન ધરિ આપકે, હ્રદય નિમગ્ન રહેઉ ॥ ૧૦૮

**છપ્પય**

ભયી પ્રેમવશ વિનય, જાની સિયકો જગદંબા ॥
માલ ખસી હશિ મુરતિ, ભયેઉ યહ પરમ અચંભા ॥
સાદર સીય પ્રસાદ, ધવલ લેખી ઉર ધારેઉ ॥
હર્ષ ભરી નિજ હીય, ઉમા અસ વચન ઉચારેઉ ॥
સુન સીય સત્ય આશીષ મમ, પૂજહિ તવ મન કામના ॥
મન રાચા સો વર મિલહિ સુચિ, નારદકી સત નામના ॥૧૦૯

**પુનર્યથા.**

જો મન રાચા સોઇ, મિલહિ સુંદર વર સાઁવર ॥
કૃપા નિધાન સનેહ, શીલ જાનત સબ રાઉર ॥
સુનિકે શુભ આશીષ, હર્ષિં હિય નિજ સહીત અલિ ॥
પુનિ પુનિ પ્રેમહિ પૂજી, મુદિત મન નિજ મંદિર ચલિ ॥
સાનૂકુલ ગૌરી સમજી કે, હર્ષ બઢયો નિજ હીયકો ॥
મંગળ દર્શક તબ ફરકેઉ, વામ અંગ શુભ સીયકો ॥ ૧૧૦

**દોહા**

કથન તુલશિ અનુસાર કથિ, હુલસિ ભયો હિય મગ્ન ॥
સુકવિદાસ જયસંગ શુભ, યાકો લિય ફલ યજ્ઞ ॥ ૧૧૧
સુચિ સુંદરતા સીયકી, હ્રદય સરાહત રામ ॥
સદ્ય સિધારેઉ અનુજસહ, ગુરુ સમીપ ગુન ગ્રામ ॥ ૧૧૨

રૂષિવરકોં શ્રીરામને, કથા યથારથ કિન્હ ॥
પાઇ સુમન પૂજા કરી, દોઉકોં આશિષ દિન્હ ॥ ૧૧૩
સકલ મનોરથ સુખદ શુભ, હોવહિ સુલભ તુમ્હાર ॥
રામ લખન સુનિ હર્ષેઉ, યહ આશિષ રિઝવાર ॥ ૧૧૪
કરિ ભોજન મુનિવર કથા, કથન લગે કુશલાઇ ॥
દોઉ ભ્રાત સંધ્યા કરન, પુનિ ગુરુ આયસુ પાઇ ॥ ૧૧૫
સમય સાંજ અતિ સુખ સહિત, ચલે સુજ્ઞ દોઉ ભાઈ ॥
શુભ સંધ્યાવંદન કરી, રહે પરમ હરષાઇ ॥ ૧૧૬
વ્હે વિમુક્ત્ત યહ વખત કે, ધ્યાન મગ્ન સુખધામ ॥
ચંદ્રોદયકોં ચિતઇ કે, અસ ઉચરે શ્રીરામ ॥ ૧૧૭

## કવિત

જન્મ જાકો સિન્ધુસેંહિ બન્ધુ વિષ જાકો પુનિ,
દીન યોં મલીન મહા પાયો હૈ કલંક યે ॥
બિરહીકોં દુખદ યોં દ્રોહી પુનિ પંકજકો,
રાહૂકે ગ્રસનસોં રહત હૈ શશંક યે ॥
કોક પ્રદ શોક અરૂ બઢ ઘટ કલા જાકી,
કબૂ પુર્ણ કબૂ અર્ધ કબૂ લીક વંક યે ॥
સીય મુખ સાદૃશ્યતા કૈસે કરિ પાય શકે,
રાહક સદાકો રંક બાપુરો મયંક યે ॥ ૧૧૮

## દોહા

સીતાકે મુખકી છબી, વરની યોં વિધુવ્યાજ ॥
બીતી જાની રજનિ બહુ, ગયે જહાં ગુરુરાજ ॥ ૧૧૯

મુનિવર કે પદ પદ્મ મેં, પુનિ કરિકે સુપ્રનામ ॥
પૂરણ, આયસ પાયકે, વહાં કિન્હ વિશ્રામ ॥ ૧૨૦
જાગે રઘુવર વિગત નિશિ, અનુજહિ કહિ યહિ બાત ॥
કમલ કોક લોકહિ સુખદ, તરનિ લખહુ યહ તાત ॥ ૧૨૧
સો સુનિ ઉચરે વિનય સહ, અનુજ યુગલ કરજોરિ ॥
પ્રભુ પ્રભાવ સૂચક પરમ, બાની અમિ રસ બોરિ ॥ ૧૨૨

## કવિત

સંકુચિત કૈરવ લુકાયે યોં ઉલૂક અરી,
તારાગન જોતપે મલીનપન આયો હૈ ॥
રાઉરે સુયશ અરવિંદકે વિકાશહીસેં,
ભક્ત યોં મલિંદ વૃંદ હીય હરષાયો હૈ ॥
આગમન રાઉરે ઉધોતસેં ખદ્યોતગન,
મહિપન ઔર બલહાનતાકે પાયો હૈ ॥
રવિ નિજ ઉદયકે વ્યાજ રઘુરાજ યહ,
રાઉરો પ્રતાપ આજ નૃપન દિખાયો હૈ ॥ ૧૨૩

## દોહા

તવ બાહૂકે બલહિકે, મહિમાકી ઉદઘાટિ ॥
પ્રભુ પ્રતક્ષ હૈ પ્રગટ યહ, ધનુ વિઘટન પરિપાટિ ॥ ૧૨૪
નિપટ નખતગન નૃપનકી, અબ ન રહી ઉજીંયારિ ॥
યાતેં સો કૈંસે કરી, શકેં ચાપ તમ ટારિ ॥ ૧૨૫
પ્રિય અસ ઉકતી સુનિ પ્રભું, મનહિ રહૈ મુશુકાઇ ॥
કરિ મજ્જન નિજ નિત ક્રિયા, ભલિ કિન્હી દોઉ ભાઇ ॥ ૧૨૬

ભરે સ્નેહ કે સ્વાદ કે, મિલ મૃધાદકે સદ્મ ॥
શ્રીગુરુ સનમુખ આઇકેં, પુનિ વંદે પદપદ્મ ॥ ૧૨૭

## છપ્પય

સતાનંદકો સઘ, તબહિ મિથિલેશ બુલાયે ॥
કૌશિક મુનિકે પાસ, પ્રેમ સંયુક્ત પઠાયે ॥
તહાં આઇ ઇન્હ તુર્ત, બિનયકી બાત સુનાઇ॥
પર્મ હર્ષ મુનિ પાય, બન્ધુ દોઉ લિયે બુલાઇ ॥
પદ સતાનંદકે વંદિ પ્રભુ, બૈઠે ગુરૂકી સમિપ તબ ॥
પઠવા બુલાય મિથિલેશ મુનિ, કહેઉ તાત ચલિયેહુ અબ॥૧૨૮

## પુનર્યથા

સીય સ્વયંવર સરસ, જાઇ દેખિયેહુ જોહિકો ॥
દૈહે શ્રીદેવેશ, કવન જાને જશ કિહિકો ॥
અસ ઉચરે સૌમિત્ર, સુયશ કો પાત્ર સોઇહૈ ॥
કૃપાનાથ જાપેં સુ, કૃપા રાઉરી હોઈ હૈ ॥
સો સુની વચન સૌમિત્રકે, હિય નિજ મુનિવર હર્ષ ભર ॥
પુનિ પરમ ઉરમિકી પ્રેમ સહ, દિય આશિષ સુખદાઇ
વર ॥ ૧૨૯

## દોહા

પુનિ મુનિ વૃન્દ સમેત પ્રભુ, પુનિત વૃત્ત પ્રતિપાલ ॥
ધનુષ યજ્ઞભુમિ ધવલ યહ, દેખન ચલે દયાલ ॥ ૧૩૦

## છપ્પય

રમ્ય ભૂમી પેં રસિક, ઉભય બંધૂ જબ આયે ॥
સમાચાર સોઇ સુભગ, પ્રગટ પુરવાસિન પાયે ॥
બાલ યુવા વય વૃદ્ધ, નિપુણ સજ્જન નર નારી ॥
આવત રાજ દુવાર, મંડલી ભયી સુભારી ॥
બુલવાઇ જનક સુચિ સેવકન, કહ્યો ઉહાં સબ જાવહુ ॥
આદર સમેત ઈન્હુ સબહિકોં, આસન ઉચિત દિવાવહુ ॥ 131

## દોહા

સવિનય તબ સેવકનને, અતિ મૃદુ બચન ઉચારિ ॥
યથા યોગ્ય આસન દયે, સબહીકોં સુખકારિ ॥ ૧૩૨

## છપ્પય

દેખત મંડપ દિવ્ય, દિસત યોં રાજકુઁવર દ્વય ॥
મનહર મૂરતિ મહા, માનહુ મનહુરતામય ॥
શ્યામ સુગૌર શરીર, વીર વર સદ્ગુણ સાગર ॥
વંશ ઉજાગર વિમલ, નિપટ આગર નય નાગર ॥
સબહી વહુ રાજ સમાજમેં, ઐસે આપ બિરાજહી ॥
જૈસે નક્ષત્ર સમાજમેં, શરદેન્દૂ યુગ સાજહી ॥ 133

## દોહા

રસિક ભાવ પ્રભુકો રહ્યો, જાકે મન જસ રૂપ ॥
પેખત ભયો પ્રતક્ષ તબ, તાકે મન તસ રૂપ ॥ ૧૩૪

## કવિત્ત

મહા રનધીર ભૂપ વીર રસ રૂપ લખૈ,
ડરત કુટીલ દેખ ભયાનક ભારીકો ॥
માયાવી મહીમ વહ વિલોકત કાલરૂપ,
વિદ્વજન પેખેં મહા કાયા વિશ્વવારીકો ॥
તપસી તમામ દેખેં શુદ્ધ સત્વ શાન્ત રૂપ,
જનક જનકપત્નિ દેખેં વત્સદારીકો ॥
નિજ નિજ રૂચી અનુરૂપ ત્રિયા વૃંદ લખૈ,
સુચી રસરૂપ રઘુવીર ધનુધારીકો ॥ ૧૩૫

## છપ્પય

સુનર વિભૂષણ રૂપ, નિહારત નગર નિવાસી ॥
આપ્તરૂપ પ્રિય લખહિ, જનકજાતી સહુલાસી ॥
ઇષ્ટદેવકે રૂપ, દિવ્ય દોઊ પ્રિય ભ્રાતા ॥
હરિસુભકત હિય હર્ષ, ધરી દેખત સુખદાતા ॥
રામહિ ચિતવત જેહિ ભાવ સિય, સો અકથ્થનિય સ્નેહ સુખ॥
ઉર અનુભવ તિહિકો જોઇ સો, કવન સુવિધિ કવિ કહત
સુખ ॥ ૧૩૬

## દોહા

જહઁ જહઁ જબ જબ જેહિ વિધી, જાહિ રહા જસ ભાઉ ॥
તહઁ તહઁ તબ તબ તિહિ વિધી, તાહિ રહા તસ ભાઉ ॥ ૧૩૭
દિવ્ય મુરતિ ઇન્હ દેખિકે, સુખી ભયે સબ લોગ ॥
ઈક ટક દગ ટારે ન ટર, અવશ્ય દેખિબ યોગ ॥ ૧૩૮

દોઉ બન્ધુ પુનિ દેખિકે, મન હર્ષે મિથિલેશ ॥
પરસે મુનિકે ચરનપેં, દૃષ્ટિ સ્નેહકે દેશ ॥ ૧૩૯
પુનિ સુવિનય કરિ નિજપુનિત, સકલ કથા સમજાઈ ॥
રંગરસા અતિ રમ્ય વહ, મુનિવરકોં દિખવાઇ ॥ ૧૪૦

છપ્પય

જહાં જહાં જાવહી, વિમલ વહ દોઉ કુઁવર વર ॥
તહાં તહાં પેં તિન્હહી, ચકિત ચિત ચિતૈ નારિ નર ॥
નિજ નિજ રુચિ પ્રભુ લખહિ, વિશેષ ન જાન મર્મ કોઉ ॥
ભલિ રચના મુનિ કહી, મહિપ મન મુદિત સુની સોઉ ॥
સબ મંચનમેં જો મંચ શુભ, પ્રગટન લાયક જો પ્રતપ ॥
મુનિકે સમેત દોઉ બંધુકો, દિય આસન વૈદેહ નૃપ ॥ ૧૪૧

છપ્પય

પ્રભુ આગત કે પુર્વ, તનહિ સબ નૃપ નિસ્તેજહ ॥
પેખી અબહિ પ્રતક્ષ, મનહિ નિસ્તેજ ભયે યહ ॥
યદપિ આત્મબલ રહિત, તદપિ તોરત ન તરંગન ॥
બલ દાખત બરજોર, કુટીલ કુસંગાસંગન ॥
બકો રહે અસંભવ બાતકે, કરી કુતર્ક નયે નયે ॥
યહ સુનિ મુસકાને અવર નૃપ, ભકિત ધર્મ રત જો ભયે ॥ ૧૪૨

છપ્પય

મૃષા ફૂલિ જનિ મરહુ, ક્ષુધા કિમ મિટ મનમોદક ॥
સત્ય શીખ યહ સીયા, વિવાહહિ રામ વિહિનશક ॥

એક જગતકો પિતા, એક જગદંબે જાની ॥
નિરખિ લેહુ ભરિ નૈન, યુગલ મૂરતિ ઉર આની ॥
શિવ ઉર નિવસન યુગ બંધુ યહ, સુધા સિંધુ ઢિગ છોડિકે ॥
અવલોકન મૃગજલકોં અહા?, વૃથા મરહુ જનિ દોડિકે ॥ ૧૪૩

દોહા

જાકે મન જો જચ્ચહી, કરહુ વોઇ વહ કાજ ॥
હમતો અપનોં જન્મફલ, લાભ લહેંગે આજ ॥ ૧૪૪
ભલે ભૂપ અસ ભાખિકે, રામહિપેં કિય રાગ ॥
રૂપ અનૂપ વિલોકતે, જાની નિજ બડ ભાગ ॥ ૧૪૫
અમરવૃંદ નભયાન રહિ, દિવ્ય દોઉ છબિ દેખિ ॥
કરિ ગુણ ગાન સુફુલનકી, વૃષ્ટી કરહિ વિશેખિ ॥ ૧૪૬

છપ્પય

આયસ નૃપકી ઉહાં, પરમ અવસરકી પાઈ ॥
સખિ સુંદર સબ સુઘર, સાદરહિ ચલી લિવાઈ ॥
જગદંબેકી જ્યોતિ, અકથનિય પરમ અનૂપં ॥
જુરે કહાં સેં જોરિ, રમનિયં તિહિકે રૂપં ॥
મંગળ સગાન મંડપ બિચૈ, રંગભુમી સિય આઇ જબ ॥
અપ્સરા ગાઇ વરષૈ સુમન, દુંદુભિ દેવ બજાઇ તબ ॥ ૧૪૭

દોહા

વપુ લાયક ભૂષણ વસન, અનુપમ પ્રભા અપાર ॥
સાજ ત્રિભુવણ સિયલસે, સબ ભૂષણકો સાર ॥ ૧૪૮

કલ વરમાલા કરકમલ, ચિત રઘુવરકી ચાહ ॥
શ્રીગુરૂજનતેં સીયકો, ઉર સંકોચ અથાહ ॥ ૧૪૯

છપ્પય

સમય જાનિ તબ સઘ, બંદિજન જનક બુલાયે ॥
આદર સહિત અપાર, બિરદ ઉચ્ચારત આયે ॥
તબ આજ્ઞા દઈ તિન્હૈ, સબલ પ્રન મોર સુનાવહુ ॥
સબહીકે સનમુખ્ખ, મહિપ મંડલમેં જાવહુ ॥
તબ ચલેઉ ભટ્ટ જન બંદિ તહઁ, હિયમેં હર્ષ બઢાયકે ॥
મહિપન સન મંડલ મધ્યમેં, કહે વચન અસ આયકે ॥૧૫૦

દોહા

ભુજા ઉઠાય વિશાલ હમ, કહત જનક પ્રન જોઇ ॥
હૃદય લક્ષ ધરિ શ્રવન દે, સનહૂ ભૂપતિ સોઇ ॥ ૧૫૧

છપ્પય

નૃપ ભુજબલ સો શશી, શંભુકો ધનુ સો રાહૂ ॥
અતિશય ગરુવ કઠોર, વિદિત સોઈ હૈ સબકાહૂ ॥
રાવણ બાંણ બલિષ્ટ, બલ્લ કરી હિયસોં હારે ॥
પુનઃ પુનઃ પસ્તાઈ, સલજ હુઇ ગેહ સિધારે ॥
તોરેગો સોઈ ધનુ તાહિસોં, બૈદેહી હઠિ બ્યાહહી ॥
ત્રિભુવન જયકે સંયુક્ત ઉર, વિન વિચાર સઉછાહહી॥૧૫૨

દોહા

સોપ્રન સુનિ ભૂપતિ સકલ, ઉર ભરિ ભરિ અભિલાષ ॥
ધનુ પરસત ડગત ન સહજ, ભયે યોગ ઉપહાસ ॥ ૧૫૩

અસ વિલોકિ મિથિલેશયોં, ઉચરે ઉર અકુલાય ॥
આયે મુનિ મમ પ્રન યહાં, સકલ ભૂપ સમુદાય ॥ ૧૫૪

## છપ્પય

દેવ દનુજ ધરિ મનુજ, અંગ આયે સઉમંગહિ ॥
વિપુલ વીર વર ધીર, જંગ જીતણ રસ રંગહિ ॥
કહાં ગઈ બીરતા, કહાં સ્વઉમંગ ગયેસો ॥
કહાં ગયે રસ રંગ, તેજહત સકળ ભયેસો ॥
શુભ કુઁવરી પરમ કિશોરિ બડિ, કિરાત બિજય કમનીયકો ॥
યહ પાવનહાર બિરંચિ કોઉ, રચેઉ ન ધનુ દમનીયકો ॥ ૧૫૫

## પુનર્યથા

કહહુ કાહિ યહ અલભ, લાભ ઉર આપ ન ભાવા ॥
કાહુને ન ગ્રહિ તનક, ચાપ શંભુકા ચડાવા ॥
ચાકોં અહા ચડાઇ, બાત તોરબકી રહેઁઉ ॥
તિલ ભર ભૂમિ છુડાઇ, શકનકો કાહુ ન ગહેઁઉ ॥
કરહુ ન અબ બલકો માન કઉ, બીર વિહિન જાંની મહી ॥
વિધિ લિખા ન સીય વિવાહ અબ, ગેહ જાહુ નિજ પથ
ગહી ॥ ૧૫૬

## દોહા

રોષ બચન કહિ નૃપ હૃદય, પુનઃ પુનઃ પરતાત ॥
સુનિયહ દેખી સીયકો, ઉર સબજન અકુલાત ॥ ૧૫૭

બહુરિ જનકકે બચન સુનિ, કુપિત ભયેઁઉ સૌમિત્ર ॥
ફરકત અધર ભ્રકૂટિ નિજ, કિન્હી વક્ર વિચિત્ર ॥ ૧૫૮

## છપ્પય

બચન લગે જનુ બાન, કછુન કહિ શક પ્રભુ કે ડર ॥
ચરન કમલ શિર નાય, બચન બોલે પ્રમાનકર ॥
રઘુવંશિનકોં કબૂ, કોઉ કછુ નાહિ શકત કહિ ॥
વિધમાન પ્રભુ આપ, જનક ઉચરેઁઉ અનુચિત યહિ ॥
જીહિ ભાંતિ કરનકી મોહિકોં, આજ્ઞા હોવહિ આપસોં ॥
ઇહિ ભાંતિ કાર્ય સહસા કરૌં, પૂરણ આપ પ્રતાપસોં ॥ ૧૫૯

## કવિત

ગર્વકી ન ગાથ ગહ્ સ્વાભાવિક સુનૌ નાથ,
કિંદુક સમાન બ્રહ્મંડકોં ઉઠાઉં મેં ॥
સપ્ત ફેરિડારેં કચ્ચે ઘટકે સમાન સોઇ,
મેરૂ અહિ મૂલક સમાન તોરિ લાઉં મેં ॥
કાઠ ફુલ જૈસે તોરૌં ચાંપ યા ચઢાય લેકે,
કંજનાલ જૈસે સત જોજનલોં ધાઉં મેં ॥
બેર બેર કહોં ટેર ટેર પ્રભૂ આપહીસોં,
એક બેરકીજે અનુસાસનકોં પાઉં મેં ॥ ૧૬૦

જબ પ્રતાપિ સૌમિત્ર અસ, ઉચરેઁઉ બચન સરોષ ॥
ડગમગાનિ ધરની ભયે, દિગ્ગજગન બેહોશ ॥ ૧૬૧

ડરેઉ લોક સબ લોકપતિ, સિય હિય બાઢયો હર્ષ ॥
સકુચાને મિથિલેશ સુનિ, બચન ચિત્ત આકર્ષ ॥ ૧૬૨
મુનિગન અરુ નિજ ગુરુ સહિત, પ્રભુ વિનોદ ઉર પાય ॥
બૈઠારે ઢિગ પ્રેમ સહ, અનુજ સૈન સમજાય ॥ ૧૬૩
પુનિ ગુરુકી યહ સમયકી, શુભ અનુસાસન પાય ॥
ચરન કમલ શિર નાયકે, ઠાઢ ભયેઉ રઘુરાય ॥ ૧૬૪

## કવિત

સંત કંજ કાનન સો પ્રફુલ્લિત ભયો પર્મ,
વિકસે સુલોચન મધૂપ મોજ ભરકે ॥
નષ્ટ ભઈ આશા નિશિ નૃપનકી બાની રૂપ,
નાંહિ નખતાવલી પ્રકાશી મોદ કરકે ॥
મહા અભિમાની નૃપ કૈરવન કરમાયે,
છલિ નૃપ ઉલુક છુપાય ગયે ડરકે ॥
કોક મુનિ દેવલોક આનઁદ અથોક લહે,
બાલ રવિ ઉદય વિલોક રઘુવરકે ॥ ૧૬૫

## દોહા

જાનિ લયો જબ રામકો, હરધનુ ભંજન હેતુ ॥
પરમાનંદિય જનક પુનિ, સિય સિયમાતુ સમેતુ ॥ ૧૬૬

## છપ્પય

પુનિ શિવકો કોદંડ, જબહિ નિરખ્યો રઘુવરને ॥
ચરણ ચઁાપિ બ્રહ્માંડ, કહેઉ સૌમિત્ર સુધરને ॥

સુનહુ દિગ્ગજન સકલ, દેવ દિગપાલ સમેતા ॥
કમઠ કોલ અહિરાજ, વચસ મમ હોહુ સચેતા ॥
ધરિધીર ધરનિ ધરિહૌ અડગ, રહિહૌ સબ નિજ રાહપેં ॥
શ્રીરાઘવેન્દ્ર અબ સઘહી, તોરન શિવધનુ ચાહપેં ॥ ૧૬૭

દોહરા

દિગ્ગજ દિગપતિ દેવ અરુ, કમઠરાજ અહિ કોલ ॥
શિષ્યવિંદિય કિય સબલ, બલિ લછમનકે બોલ ॥ ૧૬૮
ગુરુહિ પ્રણામિય મનહિંમન, શિવધનુ સઘ ઉઠાય ॥
ગગનમંડલાકાર યુત, પ્રભુ કર લિન્હ ચડાય ॥ ૧૬૯
ઉચ્ચતહી ધનુષ્ઠી ઉહાં, દમક રહી દરસાય ॥
દામિનિષ્ઠી જૈસી ધુતી, જલધરમેં મિલજાય ॥ ૧૭૦
લેત ચડાવત લાધવનિ, ગરુવહિ ખેંચત ગાઢ ॥
કઉ ન વિલોકિય તનકભર, દેખ રહેઉ સબ ઠાઢ ॥ ૧૭૧
તેહિ ક્ષણમધ્યહિ રામને, ખંડેઉ હરકોદંડ ॥
ધડધડાટ ધ્વનિ ધમક ધમ, ભરિ રહેઉ બ્રહ્મંડ ॥ ૧૭૨
ગરુત્ર પ્રબલ પ્રભુ હસ્તગત, હુવ હરધનુ ટંકાર ॥
સહિન શકેઉ તબ સાગરા, ધસમસિ ભરિ ધુજ્જાર ॥ ૧૭૩

છપ્પય

થિરા ઠોર થરથરિત, ઘોર ધનજ્યોં ગિરિ ગજ્જત ॥
જગ જાહર ભરિજોર, શોર સાહર જલ સજ્જત ॥
અડગ સહસશિર ઔર, છોર હિમ્મત મગ છુટ્ટત ॥

કૌલ વિકટ ચહુ કોર, તોર દદ્રુનકો તુટ્ટત ॥
કલમલિય પિઠ પુનિ કમઠકી, ત્યોં દિગ્ગજ ચિક્કરત તબ ॥
ખંડેઉ શંભુ કોદંડકો, રામચંદ્ર બલવંત જબ ॥ ૧૭૪

## દોહરા

તબ સિયને શ્રીરામકોં, બિજયમાલ પહરાઇ ॥
સુમન વૃષ્ટિ કરિ મોદસહ, દુંદુભિ દેવ બજાઇ ॥ ૧૭૫
જુથ્થ જુથ્થ જુરિ જુરિ સુજન, બંદી માગધ સૂત ॥
વદત વંશ વિરદાવલી, સરસ હર્ષ સંયૂત ॥ ૧૭૬
કુટિલ કામિ નૃપતી નિકર, હીય ભયેઉ હતાસ ॥
તદપિ અહમતા નાં તજત, પરિ મમતાકે પાસ ॥ ૧૭૭

## છપ્પય

વૈનતેયકો ભાગ, કાગ જૈસેમન ચાહત ॥
સિંધ સંધકો ભાગ, ઉઠાવન શ્યાર ઉછાહત ॥
નિષ્કલંકતા કામિ, કૃપણ ચાહત કિરતીકો ॥
ચાહત પ્રભુપદવિમુખ, અસજ્જન પરમગતીકો ॥
તૈસે ત્રષ્ણા કે તોયકે, નીચ તરંગ નયે નયે ॥
શઠ નૃપસો નિજ નિજ હૃદયસર, ક્ષુલ્લરસેં કાઢત
ભયે ॥ ૧૭૮

## દોહા

સુનિ કૌલાહલ સકલ સખિ, ચલિ પુનિ સીય લિવાઇ ॥
સરલ સુભાવહિ ગુરુ સમિપ, ગવને શ્રીરઘુરાઈ ॥ ૧૭૯
તિહિ અવસરમેં જગવિદિત, સુનિ શંભૂધનુ ભંગ ॥

પ્રગટ ભયે તહઁ પરશુધર, ભૃગુકુલ કલમ પતંગ ॥ ૧૮૦
તિન્હે વિલોકી ભૂપ સબ, પાયેઉ મન સંકોચ ॥
દેખિ બાજકી ઝપટકોં, લુકે લવા જીમિ પોચ ॥ ૧૮૧
પુનિત સ્વયંવર પુહુવિપેં, ઉત્સવીત રસવીર ॥
આયેઉ ઝટાકિરીટ યુત, જનુ ધરિ તપસિ શરીર ॥ ૧૮૨
ભૃગુપતિકો ભયકારિ ભુરિ, દેખી અદભુત વેષ ॥
ઉઠેઉ સંગ ભૂપતિ સકલ, વ્યાકુલ હોય વિશેષ ॥ ૧૮૩
સવિનય નિજ નિજ પિતુ સહિત, કહિ કહિ નિજ નિજ નામ ॥
કરત પ્રણામ સુદંડવત, વ્હૈકે ભૂપ તમામ ॥ ૧૮૪
જીહિદિશિ સરળ સુભાવસોં, ચિતવત હિય હિત જાંનિ ॥
સો નૃપ જાનહિં સહજ નિજ, માનહુ આયુ ખુટાનિ ॥ ૧૮૫
પુનિ વિદેહ નૃપ તિહિ સમય, ઉહાંઆઈ શિર નાઈ ॥
કરવાયે સુપ્રનામ સિય, સખિયનસન બુલવાઇ ॥ ૧૮૬
સત્ય વૃત્તવત સીયને, પરમ સુભાશિષ પાઇ ॥
નિજ સમાજકે નિલયમેં, સખિ સબ ચલી લિવાઇ ॥ ૧૮૭
મિલે સુમહદ મૃયાદસૌં, યતિ કૌશિક પુનિઆઈ ॥
પદ કંજનમેં પ્રેમ સહ, પુનિ ડાને દોઉ ભાઇ ॥ ૧૮૮
નામ રામ અરુ લક્ષમન, નૃપ દશરથકે નંદ ॥
જોરી મનહર જાનિકે, આશિષ દિન્હ અમંદ ॥ ૧૮૯
રૂપ વિલોકી રામકો, રહે થકિત નિજ નૈન ॥
બહુરી ભૂપ બિદેહસન, અસઉચરે મુનિ બૈન ॥ ૧૯૦

## છપ્પય

પૂછત વ્યાપેઉ કોપ, જાનિ પુનિ મ્હૈ અજાન સમ ॥
ભીર કહા યહ ભયી, નિહારત જો પ્રતક્ષ હમ ॥
વિનય સહિત મિથિલેશ, તહાં મુનિકે સનમુખ તબ ॥
આદી અંત યથાર્થ, કહે પુનિ સમાચાર સબ ॥
સોસુનિ ભૃગુપતિ ભવચાંપકે, અવલોકિય યુગ ખંડકો ॥
ઉચરેઉ સકોપ ખંડેઉ કવન, યહ શિવકે કોદંડકો ॥ ૧૯૧

## દોહા

ભૃગુપતિકે સુનિબચન સબ, ભયે હૃદય ભયભીત ॥
અઉસરકો પહિચાનિ અસ, રામ કહત ભલિરીત ॥ ૧૯૨
નાથ રાઉરી નિકટહી, વિદિત સજન સહવાસ ॥
હરધનુ ભંજન હોઈહૈ, કઉ ઇક રાઉર દાસ ॥ ૧૯૩
કિંકરપેં કરુણા કરી, દેવ સુઆયસુ દેહુ ॥
અબહિ રાઉરી આદરૈં, સેવા સત્ય સનેહ ૧૯૪
કરનહાર રિપુ કરનિકો, સો નહિં સેવા ગોગ ॥
પૈં અવશ્ય વો હોતહૈ, ભુરિ આહવકો ભોગ ॥ ૧૯૫
શિવધનુ તોરા જાહિને, સુનહુ સત્ય યહ રામ ॥
કહમુનિ બાહુસહસ્ત્ર સમ, મોર શત્રુ મુદ્દામ ૧૯૬
ઐસો કઉ જો હોય સો, તજૈ સમૂહ વિલગાય ॥
નતુ મારે જૈહૈં નિપટ, રહે સકલ યહ રાય ॥ ૧૯૭
રોષ બચન મુનિરાજકે, સુનિ લછમન મુસુકાઈ ॥

નિપટ નિરાદર બચનકી, સબલ કિન્હ શુરુવાઈ ॥ ૧૯૮
વક્ર વચન સુનિ પરશુધર, ભયેં રૌદ્ર રસ રૂપ ॥
વરજે અનુજહિં સૈન પ્રભુ, ભલ્લ કિશોર જગભૂપ ॥ ૧૯૯
મૃદુલ વચન પુનિ મર્મ કે, ઉચરે શ્રીરઘુવીર ॥
સુનતહિ પરશૂરામકો, ઉધર્યો હૃદય અથીર ॥ ૨૦૦
ચમત્કાર ધનુ ચઢનકો, પ્રગટહિ અદ્દભુત પેખિ ॥
પરશુરામ શ્રીરામકોં, વિનવત વચન વિશેખિ ॥ ૨૦૧
પુનિહર્ષે સબ નારિ નર, પુરજન રાજ સમાજ ॥
સુમન વૃષ્ટિ કરિ સુરનને, દિય દુંદુભી અવાજ ॥ ૨૦૨
વિનય પ્રાર્થના વચન વર, કહિકે ભૃગુકુલકેતુ ॥
પરશુરામ તબ સધહી, વન ગવને તપ હેતુ ॥ ૨૦૩
વિધિવત અપને વંશકો, વિદિત વ્યાહ વ્યવહાર ॥
પ્રારંભ્યો નૃપ જનકને, ચારૂ શિષ્ટચાર ॥ ૨૦૪
પ્રેમ સહિત પુનિ અવધપુર, પત્રિ સુલગ્ન પઠાઇ ॥
ચપલ દૂત ચાલાકને, દિય દશરથ કર આઇ ॥ ૨૦૫
લગનપત્ર લખિ અવધનૃપ, બાંચત હિય હર્ષાય ॥
તિહિ અઉસર પિતુ નમન કિય, ભરત શત્રુહન આય ॥ ૨૦૬
કવન પત્ર આયો યહે, કહહુ તાત યહ બાત ॥
જાહી બાંચત આપકો, હર્ષ ન હીય સમ્હાત ॥ ૨૦૭
પ્રીય વત્સ યહ પત્રિકા, જનક પુરી સે આઇ ॥
લાલ રામ અરુ લખનકી, કહત પરમ કુશલાઇ ॥ ૨૦૮

ભ્રાતનનૈં કુશલાઇ ભલ, નિજ ભ્રાતનકી જાનિ ॥
નિપટ ન ગહિ ન્યોંચ્છાવરી, દૂતહિઁ દિન્હી આનિ ॥ ૨૦૯

યહિ અઉસર યુગ બંધુકો, બંધુ ભાવ સંબંધ ॥
કલ અઁગિયનકી કસનકે, બેગહિ તોરત બંધ ॥ ૨૧૦

દશરથ નૃપ વહ દૂતસોં, પૂછત વદન પ્રસન્ન ॥
પેખી પહિચાને કહૂ, કૈસે રામ લછન્ન ॥ ૨૧૧

આદ્ય અંત તબ દૂતને, કથની સકલ સુનાઇ ॥
સુનિ નૃપકે મન સિંધુસે, હર્ષ મૌજ ઉમઁગાઇ ॥ ૨૧૨

અગણિત ધન અવધેશને, દિય યાચકકોં દાન ॥
પર્મ હર્ષ સોં કરત હૈં, ગુનિજન નૃપ ગુનગાંન ॥ ૨૧૩

કહા પુની મમ શિશુ ઉહાં, કબ આયેઉ મુનિ સંગ ॥
દશરથ ઉચરત દૂતસન, ઉભર્યો નૈન ઉમંગ ॥ ૨૧૪

લલિત ચારિ સુત લાડિલે, જાકી લેઉં બલાઇ ॥
કબદેખું ઇન્હ મિલનકી, ખુશમનકી ખિલુવાઈ ॥ ૨૧૫

વત્સ ભાવકી વિકલ મન, ભઈ આતુરતા ભારિ ॥
કરી પંખ અબ કબ મિલેં, યોં નૃપ ગિરા ઉચારિ ॥ ૨૧૬

બેગહિ નૃપ રનિવાસમેં, પુનિ યહ પાંતી લ્યાઇ ॥
બાંચત કૌશલ્યાદિ હિય, હર્ષ રહ્યો ઉભરાઇ ॥ ૨૧૭

પુત્રહિપૈં નિજ માતુકો, અકથનીય આનંદ ॥
કહહુ યથારથ કથનકોં, કો સમર્થ કવિચંદ ॥ ૨૧૮

બુલુવાયે પુનિ તિહિ સમય, આયે ગુરૂ વશિષ્ટ ॥
સકલ સુનાયે હર્ષ કે, સમંચાર સ્વાહિષ્ટ ॥ ૨૧૯
ઉચરે ગુરૂ સઉમંગ યોં, અબનાં કરિયે ડેર ॥
સઘ બરાત સજાઇ યે, હે સુમુહુર્ત સુબેર ॥ ૨૨૦
સહિત હર્ષ નૃપનેં સજી, બહુધા રાજ બરાત ॥
શ્રીગનેશકોં સેઇકે, કિય પ્રયાન કુશલાત ॥ ૨૨૧

## કવિત્ત

દોઉનકે નગ્રમેં ઉમંગ્યો હૈ ઉમંગ સિંધુ,
દોઉનકે રાજદ્વાર દિવ્ય ઠાઠ દરસે ॥
દોઉનકે નગ્રમેં સુગાન માંગલીક હોત,
દોઉનકે રાજદ્વાર સ્નેહ સુધા વરષે
દોઉનકે નગ્રમેં મહાન મેદની ભરાઇ,
દોઉનકે રાજદ્વાર દેખ લોગ હરષે ॥
જા વિધ જનકનગ્ર યાવિધ અવધનગ્ર,
દોઉનકે રાજદ્વાર શોભા લગ્ન સરસે ॥ ૨૨૨

## દોહા

દોઉનકે શુભ નગ્રમેં, વિવિધ બજત હૈં વાદ્ય ॥
દોઉન રાજ સુદ્વાર મેં, ઓપત મંડપ આદ્ય ॥ ૨૨૩
ગુરુ વશિષ્ટ સહ અવધ નૃપ, હીય અધિક હર્ષાત ॥
સઘ પધારે જનકપુર, બિધ બિધ સજી બરાત ॥ ૨૨૪
પુર ઢિગ આઇ બરાત સુનિ, લેન ચલે અગવાન ॥
યુગલ બંધુકો અનુજસહ, આય મિલે ભગવાન ॥ ૨૨૫

મુનિવરસોં મુનિવર મિલૈ, મિલૈ ભૂપસો ભૂપ ॥
મિલ પરસ્પર સર્વ પુનિ, આપ્ત આપ્ત અનુરૂપ ॥ ૨૨૬
નિજાનંદકો મિલન યહ, સાકર પય સદશ્ય ॥
જાનત સ્વાદ સુજાુરનકો, અનુભવ જાહિ અવશ્ય ॥ ૨૨૭
સુમનવૃષ્ટિ કરિ સુરવધું, કલરવ ગાન સુકિન્હ ॥
ભુરી હર્ષ મેં હર્ષ ભરિ, દેવ દુંદુભી દિન્હ ॥ ૨૨૮
અકથનીય આનંદકો, પરતછ ભયો પ્રકાશ ॥
આગતકે સ્વાગત યથા, વિમલ દિન્હ જનિવાસ ॥ ૨૨૯
ભરિ સુવાસ મુખવાસ ભલ, મંગલ વસ્તુ અપાર ॥
ખાદ્ય પેય વિભુષણ સુપટ, ભેજે ભરિભરિ થાર ॥ ૨૩૦
ભાવ ભેટ નૃપકી ભલી, લખી સુનૃપને લિન્હ ॥
પુનિ યહ ભેટહિ દુગુનિ કરિ, દાન યાચકન દિન્હ ॥ ૨૩૧
સેવકાજ સુલક્ષ ધરિ, સ્વસુર સબંધકા લ્હાવ ॥
સુચિ સિયને અપનો કછુક, કીન્હો પ્રગટ પ્રભાવ ॥ ૨૩૨
રિદ્ધિ સિદ્ધિ પ્રેરી સકલ, જાઉ કહ્યો જનિવાસ ॥
ભલ આયસુ સુનતહિ ભયી, હાજર સહિત હુલાસ ૨૩૩
જાકી જો શુભ વાંચ્છના, સો તિહિ પૂરન કાજ ॥
રિદ્ધિ સિદ્ધિ અપનો ઉહાં, અજબ જમાયો રાજ ॥ ૨૩૪
જાનનહાર સુજાનહી, સો સિય મહિમા ગુઢ ॥
અરુ અયાન વિસ્મિત ભયે, કૃતિ વિધ વિધ લખિ વ્યુઢ ॥
શ્રીદશરથ નૃપ શોભતે, સુત ચારિહુ સહીત ॥

ચહુઁધા જયોં સુપદાર્થ ઢિગ, ચહુધા મોક્ષ લલીત ॥ ૨૩૬
કુલગુરુ વિપ્ર સચીવ પટુ, બંદી માગધ સૂત ॥
અગવાના સનમાન કરિ, આયે નૃપ સંયૂત ॥ ૨૩૭
મંગળમય શુભ દ્રવ્ય સહ, પુનિસજ્જી આરતિ પર્મ
ચતુર ત્રિયા પરિછનચલી, સુજ્ઞિત કર્મ સ્વધર્મ ॥ ૨૩૮
સુભગ યથા છલ વેષ સજી, વિબુધરમનિ રનિવાસ ॥
સહમંડલ સૌહાગિની, આયેઉ સહિત હુલાસ ॥ ૨૩૯
તેજપુંજ સુર તૈસહી, વિવિધ યથા સજ્જી વેષ ॥
નૃપમંડલ નૃપ તનુ ધરી, આયે વિનિત વિશેષ ॥ ૨૪૦
રઘુવરકી વર વેષ છબિ, સમુદ લખતિ સિય માતુ ॥
જો સુખ ભા સો કથન કોં, કૌંન સમર્થ કહાતુ ॥ ૨૪૧
જનકરાજ્ઞિ પરિછન કરતિ, વિધિવત કુલ વ્યવહાર ॥
ભલી ભાઁતિ પુનિ ભાવસોં, અમિત નેગ આચાર ॥ ૨૪૨
સુભગ વાદ્ય પુનિ ગાન સહ, ધવલ પ્રભા સુખધામ ॥
બિદિત લગ્નમંડપ બિચૈ, દુલહ પધારે રામ ॥ ૨૪૩
પુનિ સનમાને જનકને, દસરથ રાજ સમાજ ॥
મંડપમેં આસન દયો, સજી યથોચિત સાજ ॥ ૨૪૪
હરિહર વિધિ સબ દિશિપ સુર, રવિ શશિ વરુણ કુબેર ॥
રવિસુત સુરપતિ સુરગુરૂ, બનિ સુવિપ્ર યહબેર ॥ ૨૪૫
આયે બિનપહિચાનિ તિન્હ, જનક દેવસમ જાનિ ॥
યથા યોગ્ય પૂજન કરી, દિયે સુઆસન આનિ ॥ ૨૪૬
પ્રભુ વિલોકિ સુર સુખિ ભયે, મન પ્રસન્નતા માંનિ ॥

પ્રભુ આસન દિય માનસિક, પૂજે તિન્હેં પિછાનિ ॥ ૨૪૭
સબહિ ઔર આનંદસુખ, અવર જાંન પહિચાંન ॥
કો આપસ કિહુશી કરૈં, વિસરે સુધી અપાન ॥ ૨૪૮
સમય વિલોકિ વશિષ્ટને, સતાનંદ બુલવાઇ ॥
કહ્યો લ્યાવહુ કુઁવરિકોં, લગન સાજ સજવાઇ ॥ ૨૪૯
સતાનંદ રનિવાસમેં, સુચિ આયસુ સુનવાઇ ॥
સુનિ રાની કુલવૃદ્ધ શુભ, બિપ્ર વધૂ બુલવાઇ ॥ ૨૫૦
મિલિસબ સો કુલરીતસમ, કરત સુમંગલ ગાન ॥
સકલ ઔર સૌહાગિની, સુર સુંદરી સમાન ॥ ૨૫૧
રાજરાનિ ગ્રહપત્નિ સુર, સુંદરિ શ્યામા સર્વ ॥
વિનુ પહિચાનહિ પ્યાર સહ, આદર લહતિઅગર્વ ॥ ૨૫૨
સચિ શારદા વિરંચિની, ઉમા રમા સમ જાંનિ ॥
તૈસે રાજ્ઞીને તિન્હેં, સ્નેહ સહિત સનમાંનિ ॥ ૨૫૩
સીયમાતુ સખિ સહિત સબ, શૌહાગિની સુહાઇ ॥
શુભવિધિ સમ્હારિ સીયકોં, મંડપ ચલી લિવાઇ ॥ ૨૫૪
આવત મંડપ વિપ્રવર, સ્વસ્તી વાચ્ય સુનાઇ ॥
યુગ કુલગુરૂને વ્યાહકી, વિધિવત વિધિ કરવાઇ ॥ ૨૫૫
અનુષ્ટાન સમહી ઉહાં, દીસત અધિષ્ટ દેવ ॥
સેવા સ્વિકૃત કરત શુભ, આશિ દેત અતએવ ॥ ૨૫૬

## કવિત.

મંગલ મનાવત પ્રસન્ન વ્હે મહેશનંદ,
"શુભમેવમસ્તુ" ગિરા ગિરિજા ઉચારેં હેં

ઉભય સબંધીકે સુશાક્ષીકે સ્વરૂપ પૂરેં,
સૂર શશિ શાખ વંશ શાખા અનુસારેં હૈં ॥
હોમ કે સમય હિય હોંશ લે પ્રતક્ષ હોય,
આહુતી અનૂપ અગ્નિનારાયન ધારેં હૈં ॥
મંત્ર મહિમાકે મહા વેદ ધરિ વિપ્ર વેષ,
ઓપિત અથાહ વિધિ વ્યાહકી ઉજારેં હૈં ॥ ૨૫૭

દોહા

રામ સુખાસિન સનમુખૈ, લગન મંડપૈં લ્યાઇ ॥
સાનંદહિ સિયમાતુને, પુનિ સિયકોં પધરાઇ ॥ ૨૫૮
તિહિ ઐાસર વિબુધન ત્રિયા, ગીત સુમંગલ ગાઇ ॥
કલ્પકુસુમકી વ્રષ્ટિ કરિ, દુંદુભિ દેવ બજાઇ ॥ ૨૫૯
કુંદન રત્ન અનેકધા, જનુઁ પ્રકાશ રવિ ચંદ ॥
બાર બાર વર્ષાતહેં, પુરજન ધરિ પ્રાનંદ ॥ ૨૬૦
વ્હે નિમગ્ન સબહી રહે, મહા હર્ષ દધિ માંહિ ॥
તિહિ અવસર તન મનહિકી, કાહૂકોં સુધિ નાંહિ ॥ ૨૬૧
શુભ મંડપમેં શોભતી, સિયા રામ શુભ જોરિ ॥
ત્રિભુવનમેં તૈસી નહીં, કલિત સુજોરિ કિશોરિ ॥ ૨૬૨
સમય જાંનિ સિય માતુપિતુ, મુનિવરને બુલવાય ॥
કહ્યો યજ્ઞ ફલ લેહુ અબ, પર્મ પુન્ય પ્રમુદાય ॥ ૨૬૩
સુચિ સુગંધ મંગલ મિલિત, ભાજન ભરે પિયૂખ ॥
કનક કલશ આંની રખે, રામચંદ્ર સનમૂખ ॥ ૨૬૪
વાદ્ય વેદ ધ્વનિ હોત વર, પુષ્પ વૃષ્ટિ વર્ષાય ॥

હર્ષિત દંપતિ દુલહ લખિ, પુનિત પખારત પાય॥ ૨૬૫

## કવિત્ત

શંકર સદૈવ ઉર મંદિર સુહાવત જો,
શલ્યા જો અહલ્યા કે અમાપ પાપ ટારેં હૈં ॥
દાની બલિ દાનવકી કિરતી કે કેતૂ જોસુ,
સિદ્ધ સનકાદી સદા ધ્યાન બીચ ધારેં હૈં ॥
મેં કહા બખાનોં જાકો બર્નન સુકવિદાસ,
વરણત વેદ સુચિ ગંગાકે કિનારેં હૈં ॥
રામચંદ્ર દુલ્લહકે પર્મ પદ પદ્મ સોઈ,
સીતામાતુપિતા શુદ્ધ પ્રેમસેં પખારેં હૈં ॥ ૨૬૬

## દોહા

ધન્યભાગ્ય સો દંપતી, સરિસ કૌંનહૈ આંન ॥
જાકી પુત્રીકે પતી, રામચંદ્ર ભગવાન ॥ ૨૬૭
દિવ્ય દુલહ અરુ દુલહિકે, જુગલ સુકરતલ જોરિ ॥
કુલગુરુ શાખોચ્ચાર કરિ, હર્ષેં હીય બહોરિ ॥ ૨૬૮
પાનીગૃહન સ્વરૂપ યહ, સિયારામ સંબંધ ॥
સુરનરમુનિવર સમઝીકે, પાયે પર્માનંદ ॥ ૨૬૯
સિયમાતૂ પિતુને લિયો, પર્મ પુન્ય ફલ પાંન ॥
રામચંદ્ર ભગવાનકોં, દિન્હો કન્યાદાંન ॥ ૨૭૦
યહ વિધિસેં તિહુલોકમેં, ભયો ન આન વિવાહ ॥
અકથનીય આનંદકી, કૈસે હોત સરાહ ॥ ૨૭૧

રમ્ય વ્યાહકી રીતકે, સાધે સકલ વિધાન ॥
મંગલમય મુખ ઉચ્ચરત, બંદીજન ગુન ગાન ॥ ૨૭૨
ભયે મુદિત મન અવધનૃપ, રઘુવર વ્યાહ વિલોકિ ॥
મૌજ અગાધ સમુંદ્ર સમ, રહત ન કઉકી રોકી ॥ ૨૭૩
પુનિ અનુસાસન જનક નૃપ, મુનિ વશિષ્ટકી પાય ॥
હર્ષ ભરી તત્પર હુવૈ, સજન વ્યાહ સુખદાય ॥ ૨૭૪
કુશકેતૂકી કન્યકા, નિપુણ માંડવી નામ ॥
ભલ શોભા દિય ભરતકોં, કિન્હો નૃપ શુભકામ ॥ ૨૭૫
અરુ લછમનકોં ઉર્મિલા, ધન સમર્પિ સુખધામ ॥
શત્રુહનહિ શ્રુતિકિરતિ દઈ, કિન્હો ઉત્તમકામ ॥ ૨૭૬
દુલહિ દુલહ સબકી ધુતી, યોં મંડપ આગાર ॥
જ્યોંકે હૃદય નિવાસમેં, સધ્વનિ અવસ્થાચાર ॥ ૨૭૭
દશરથ ચારિહુ દુલહ સહ, દુલહિ ચારિકુલ દીપ ॥
સુફલ ચારિ શુભક્રિયન સહ, પાયે મનહુ મહીપ ॥ ૨૭૮
હય ગજ દાસી દાસ રથ, ધરા ધેનુ મનિ ચીર ॥
દાયજમેં અગણિત દિયે, હેમ રજત શુચિ હીર ॥ ૨૭૯
દિય દશરથ નૃપ યાચકન, ત્રિગુણ બઢાઇય તાસુ ॥
ઉબરા સો નિજ સંગહી, આવા પુનિ જનિવાસુ ॥ ૨૮૦
અનુપમ યહ શુભ વ્યાહકી, પરિપૂરણતા પેખ ॥
સુમન વૃષ્ટિ કરિ સુર સમુહ, દિય દુંદુભી વિશેખ ॥ ૨૮૧
જહાં રિદ્ધિ સિદ્ધી જુગલ, જાચનકોં રહિ જોય ॥
કહહુ કવન વિધિમેં તહાં, કહા ન્યૂનતા હોય ॥ ૨૮૨

જહાં દાન સનમાનકી, દિવ્ય બાત દરસાત ॥
તહાં ખાંન અરુપાંનકી, કવન બાત કહિજાત ॥ ૨૮૩
જાકે જો મન ભાવસો, જબ ચાહે તબ પાય ॥
ખાન પાન ઇત્યાદિકી, કસર ન રંચ કહાય ॥ ૨૮૪
સુવરણ ભાજન સહિતકી, જબહી પંક્તિ જુડાય ॥
ભોજન ભોજનકરનકી, ગિનતી ગીની ન જાય ॥ ૨૮૫
પરમ પ્રીય પુરકી પ્રજા, માનવંત મીજમાન ॥
પાવત ખાંન રુ પાંનસહ, યથા યોગ્ય સનમાન ॥ ૨૮૬
રહિ ન શકત બહુ દિન ભયે, તબહી ઉર અકુલાઈ ॥
બિદા માગિ અવધેશને, જનક ભૂપસોં જાઇ ॥ ૨૮૭
વિભુ વિદેહને વૈભવિત, વિવિધ વસ્તુ વિખ્યાત ॥
દૈવે જોગ્યહિ દેઇકે, બિદા કરીય બરાત ॥ ૨૮૮
ઉભય સબંધીને અચલ, આનઁદ લિયા અશોક ॥
વાહ વાહ ભઈ વિદિત વર, લસી રહી તિહુલોક ॥ ૨૮૯
યાદિ રૂપ સંબંધિ યુગ, અમિત માનિ ઉપકાર ॥
કરત પ્રશંશા પરસપર, પુનિત હૃદય ધરિપ્યાર ॥ ૨૯૦
ગૃહ ગવને અવધેશ સેં, માગિ ક્ષમા મિથિલેશ ॥
બિદા ભયે મિથિલેશસેં, યાચિ બિદા અવધેશ ॥ ૨૯૧
આયેઉ પુનિ નિજ અવધપુર, નૃપ દશરથ સાનંદ ॥
વાદ્ય ગહગહે મિષ્ટ વર, પુર બાઢયો પ્રાનંદ ॥ ૨૯૨
વિલસિત વિધિવત વિદિત વર, કરિ કુલ શિષ્ટાચાર ॥
ધામ ધૂમ સહ અવધધનિ, આયે નિજ આગાર ॥ ૨૯૩

સુતવધુ ચારિહુ સહિત શુભ, ચારિહુ સુત અવરેખિ ॥
હર્ષ ભર્યો સબ માતુ હિય, ધન્ય ભાગ્ય નિજ લેખિ ॥ ૨૯૪
મિલે માતુ સોં મોદમય, પુત્રવધૂ ચહુઁ પુત્ર ॥
સહ આશિષ લહિ લાભ શુભ, શોભાઈય ધરસુત્ર ॥ ૨૯૫
રાજદ્વારસોં રીઝકે, દિય વિધ વિધ વરદાન ॥
યાચકજન લહિ ગેહનિજ, ગવને કરિ ગુનગાન ॥ ૨૯૬
ભલ વિધિકો મંગલ ભયો, અવધનગરમેં આજ ॥
હિય ઉતકર્ષિત હર્ષવશ, રસબસ રૈયત રાજ ॥ ૨૯૭

## તિર્થાશ્રમ ૬ ઠ્ઠો.

### દોહા

શ્રીસીતા સતિ શાન્તિને, વ્યાહી શ્રીરઘુવીર ॥
નિજપુર આવ્યા એ ધરૂં, આનંદ હૃદયે સ્થીર ॥ ૧

### ચરણાકુળ ચોપાઇ.

પ્રભૂ અયોદ્ધાનગ્ર પધાર્યા ॥ વૈભવ સિદ્ધીએ વિસ્તાર્યા ॥
નિત્ય નિત્ય આનંદ નવીનો ॥ ભર્યો રહે હૃદયે રસભીનો ॥ ૨
લાભ ધર્મનો નિજ સતિ લેવા ॥ સ્નેહે સજે સ્વામિની સેવા ॥
વળિ આજ્ઞા પાળે વડિલોની ॥ ક્ષમારૂપ કન્યકાક્ષોની ॥ ૩
શુદ્ધ હૃદય સીતાનું એવું ॥ જળ નિર્મળ ગંગાનું જેવું ॥
શોભે મહા દિવ્ય એ શક્તી ॥ ભાવે સદા સ્વામિની ભક્તી ॥ ૪
દયાસિંધુ દાંનસ્તી દેવી ॥ અસલ જોગમાયા છે એવી ॥
નિર્મળ જેનું નામ જપ્યાથી ॥ સદા થાય પર્મસુખ સાથી ॥ ૫

## દોહરા

એક પત્નિવૃતવંત વળિ, એક વચનવત સત્ય ॥
એક બાંણવાળા જપું, એક રામનું જત્ય ॥ ૬

## છપ્પય

એક વાર અવધેશ, સભામાં આવિ બિરાજ્યા ॥
અતિશય થઈ આનંદિ, બંદિજન બિરદ અવાજ્યા ॥
સરળ સ્વભાવે મુકુર, મહીપતિએ કર લીધું ॥
ઉજવળ કેશે એમ, કથન જાંણે કહિ દીધું ॥
હે ? વયોવૃદ્ધ વિજ્ઞાનિ નૃપ, સમજનાર મન શુદ્ધથી ॥
પટ્ટાભિષેક શ્રીરામને, કેમ હવે કરતા નથી ? ॥ ૭

## દોહરા

એમ સમજી નૃપ નિજ હૃદય, વિધિવત વાત વિચારિ ॥
સમ્મત ગુરૂવશિષ્ટથી, કરી સકળ તૈયારિ ॥ ૮

## છપ્પય

જાંણી એ તૈયારિ, અમર ગણ ઉર અકળાયા ॥
ક્યારે કરશે પ્રભૂ, દયાળૂ અમર પર દાયા ॥
અસુરોનો ઉતપાત, વર્ધ્યો છે અખિલ વિશ્વપર ॥
તે માટે તૈયાર, થશે ક્યારે શ્રીરઘુવર ॥
વિપરીત વાત એ કારણે, ઠીક જાણી ઉર ઠેરવી ॥
મંથરા દ્વાર દૈવે મહા, મતિ કૈકઈની ફેરવી ॥

## દોહા

હતું રામ માટે ભલું, મન કૈકઇને માન ॥
ભાવી વશ પતિના ભર્યા, ઉલટ વચનથી કાન ॥ ૧૦
કૈકઇ કેરા કથનમાં, દૈવે દીધો દોષ ॥
વશ થયેલ નૃપ વાત એ, સુણી થયા બેહોશ ॥ ૧૧
સમાચાર સુણતાં તુરત, આજ્ઞાકારી રામ ॥
નિજપિતુ પાસે આવિયા, કુપિત કૈકયી ધામ ॥ ૧૨

## શ્રીરામઉવાચ છપ્પય

હે મુજમાતા ! કહો, કોપનું કારણ શું છે ? ॥
આપો આજ્ઞા મને, કાર્ય સાધવું કયું છે ? ॥
અરે આમ મુજ પિતા, કેમ બેહોશ બન્યા છે ? ॥
કરવા છું તૈયાર, તરંગો શ્યા ઉપજ્યા છે ? ॥
હું સહી નથી શકતો હવે, વદો વાર કરશો નહીં ॥
જે વચન હોય તે પાળવા, હાજર છું અહિંને અહીં ॥ ૧૩

## યથા કૈકયીઉવાચ

હું ન જાણું કંઇ અન્ય, ફક્ત કારણતો એ છે ॥
માગ્યાં બે વરદાન, આપ્યાંપણ મુજ જે છે ॥
વત્સભાવને વિવશ, કહિ ન શકવાથી તમને ॥
વચન ભંગના ભયે, થયા વશ વળિ સમદમને ॥
વૃત્તી ઉદાસ વનવાસનાં, કહ્યાં વચન ખુલ્લાં કરી ॥
તો મટે સર્વ સંકષ્ટ એ, પાળિ શકો જો શિરધરી ॥ ૧૪

## યથા શ્રીરામઉવાચ

અરે મ્હારિ માતુશ્રી, આપ ! એ શું મુખ બોલ્યાં ? ॥
શિરધારૂં હું સઘ, આપનાં વચન અમોલ્યાં ॥
ભલે હોય ગણિ તુચ્છ, રાજ ત્યાગું ત્રિભુવનનું ॥
સહિ ન શકું સંકષ્ટ, આપ કેરા તન મનનું ॥
ઝટપટ સચેત મુજ તાતને, કરો ગમે તે યત્નથી ॥
હું હવે રજા લઉઁ હર્ષથી, વન જાવા નિજ વત્નથી ॥ ૧૫

## દોહરા

અવધવિહારી એમ કહિ, વન જાવા તે વાર ॥
લઈ આશિષ નિજ માતુની, તુર્ત થયા તૈયાર ॥ ૧૬
નવ રહિ એ અવલોકિ નિજ, ધર્મપત્નિને ધીર ॥
આજ્ઞા લેવા સ્વામિને, ચરણે નામ્યું શીર ॥ ૧૭

## શ્રીસીતાઉવાચ છપ્પય

દિનદયાળુ દેવેશ, કરો દાસીપર દાયા ॥
આજ્ઞા માગું એમ, સ્વામિ કાયા ત્યાં છાયા ॥
ટકી શકે નવ તનક, કદી ચેતન વિણ કાયા ॥
સાથી એમ સદાય, જેમ પરિબ્રહ્મ સુમાયા ॥
નવ નભે નાથ પળવાર પણ, જીવન જળવિણ મીનનું ॥
છો એમ જાંણ જીવન સદા, આ નિજ દાસી દીનનું ॥ ૧૮

## યથા શ્રીરામઉવાચ

નિશિચર કેરા નિકર, વસે અણપાર વિપિનમાં ॥
અને ઘાતકી અન્ય, પ્રાંણિનો વળિભય વનમાં ॥

અન્નાદિક ભોજનો, ભોગ ઉપભોગ ન જરિએ ॥
વનફળ કે અપવાસ, વિચરવું દરિ સર સરિએ ॥
કંટાળ ભુમી દર કાંકરા, એ વન ઓઢણ પાથરણ ॥
વન યોગ્ય ન શશિવદની તમે, રાજભુવનનાં આભરણ ॥

## યથા શ્રીસીતાઉવાચ

આપ પ્રતાપે મ્હને, કહો નિશિચર શું કરશે ॥
અને ઘાતથી અન્ય, પ્રાંણિ મિત્રતા સુધરશે ॥
ભલા ભોગ ઉપભોગ, અન્ન આદી ભોજનના ॥
નાથ વિના નિષ્કામ, તુચ્છ સહુ છે તનમનના ॥
જળ ફળ ન મળે કદિ ત્હોય શું, તમા ન બીજા તાપની ॥
હે પ્રાણજીવન મ્હારા સદા, રહું સંગ હું આપની ॥ ૨૦

## શ્રીરામઉવાચ દોહરા

હે શગવનિ સુકુમારિ હિય, માનો કહ્યું અમારૂં ॥
અતી ગહન વન આ ન વળિ, તન તપ યોગ્ય તમારૂં ॥ ૨૧

## શ્રી સીતાઉવાચ દોહરા

સ્વામી સંગે આપને, હું વન તપને યોગ ॥
એક નિમિષ પણ આપનો, સહિ નવ શકું વિયોગ ॥ ૨૨

## છપ્પય

એ રકઝક અવસરે, અનુજ લક્ષ્મણ ત્યાં આવ્યા ॥
સ્વામી સેવા કાજ, ભલા મ્હારે મન ભાવ્યા ॥
તાત સંગ લ્યો ત્વરિત, કરી આજ્ઞા કિંકરને ॥

હાજર આપ હજૂર, રહું એ દૃઢ મુજ ઉરને ॥
મુજ માતુ તણી આજ્ઞા મને, સેવા કરવા સંગરહિ ॥
વલ્કલ માગ્યાં ધરવા વપૂ, ભર્યા નેત્ર જળ એમ કહિ ॥ ૨૩

## શ્રીરામ ઉવાચ દોહા

બંધુ બેઉ મોસાળ છે, તમો રહો પિતુ પાસ ॥
સેવા કરો સનેહ શુભ, એ મ્હારી અભિલાષ ॥ ૨૪

## દોહા

એ ન ગમ્યું કહ્યું જેષ્ટનું, અનુજ થયેલ અધીર ॥
ઝક નવ ત્યાગે લક્ષમણ, જાણ્યું દ્દઢ રઘુવીર ॥ ૨૫
ધર્મપત્નિ સતિ નિજ સિયા, અને અનુજ સહ રામ ॥
આવિ તુર્ત પિતુ માતુને, પ્રેમે કર્યા પ્રણામ ॥ ૨૬
આપિ ધૈર્ય પિતુને અધિક, રીઝ સહિત તજી રાજ ॥
ગવન્યા પ્રભુ ગુરુને નમી, સજી વનનો સહુ સાજ ॥ ૨૭
રામશક્તિ શોભી રહ્યાં, પ્રભૂ રામની પૃષ્ટ ॥
રામશકિત પૃષ્ટે રહ્યા, અનુજ હૃદય ઉત્કૃષ્ટ ॥ ૨૮
રામ અને લક્ષ્મણ વચ્ચે, વિચરે સીતા એમ ॥
ચિદાનંદ ચેતન વચ્ચે, વિચરે માયા જેમ ॥ ૨૯
પુત્ર તણો માત્રિત્રને, અતિ વિયોગ આઘાત ॥
કંપે તન મન કર કલમ, વરણવત્તાં એ વાત ॥ ૩૦
વળિ વિયોગના વેગમાં, ચડયું અવધ ચગડોળ
પુર્ણ કરુણ રસનો પ્રગટ, રહ્યો મચી બહુ રોળ ॥ ૩૧

વનવિહાર વિસ્તારણિય, કારક જન કલ્પાન્ત ॥
કથું ન કથની કરુણમય, સમજી એમ નિજ સ્વાન્ત ॥ ૩૨
મહા મુશીબતથી પ્રજા, પુરની પુર દિશિ વાળિ ॥
શ્રંગવેરપુર આવિ પ્રભુ, ગંગા પુનિત નિહાળિ ॥ ૩૩
સુણી ખબર પ્રભુની તુરત, આવ્યો ગૂહનિષાદ ॥
વલ્કલ વેષ વિલોકિને, કરતો હૃદય વિષાદ ॥ ૩૪
પુર લઘુ મુજ પાવન કરો, કૃપા નજર કરિ નાથ ॥
કહ્યું નિષાદે વિનય કરિ, હરિને જોડી હાથ ॥ ૩૫
વરસ ચૌદ લગિ નિયમ વ્રત, અમો નગર વસિયે ન ॥
કહ્યું પ્રભુએ મન માનિયે, વન નિવાસ સુખચેન ॥ ૩૬
એ સુણિ સેવારૂપ અતિ, ભરિ નિષાદમન ભાવ ॥
સ્થાન રચ્યું પુરબ્હાર શુભ, લેવા ઉત્તમ લ્હાવ ॥ ૩૭
નિરખી પાત્ર નિષાદનો, સેવાભાવ સ્વિકારિ ॥
પ્રભુ નિવશ્યા ત્યાં પ્રેમથી, સેવકને સુખકારિ ॥ ૩૮
તાપસ વર્તન રામનું, નિરખી પર્મ નિષાદ ॥
લક્ષમણ પ્રત્યે ઉચ્ચર્યો, ઉર ધરિ અધિક વિષાદ ॥ ૩૯
રાજ વૈભવી ભુવનમાં, નિવસનાર સાનંદ ॥
એ પ્રભુ આ વન ગહનમાં, નિવશ્યા ધરિ આનંદ ॥ ૪૦
એસુણિ લક્ષમણ ઉચ્ચર્યા, હે નૃપ ગૂહ નિષાદ ॥
આત્મજ્ઞાનિ ઉર નવ ધરે, સુખ દુખ હર્ષ વિષાદ ॥ ૪૧
સ્વપ્ને રંક મહિપ બને, અને મહિપ વળિ રંક ॥
જાગ્યે લાભ ન હાનિ કઇં, એ પ્રપંચનો પંક ॥ ૪૨

મોહ નિશામાં માનવી, સર્વ કોઇ સૂતાર ॥
સુખદુખ મિથ્યા સ્વપ્નનું, પામે વિવિધ પ્રકાર ॥ ૪૩
જાંણિ જોઇ જગ જામની, જાગે જોગી જન્ન ॥
બ્રહ્માનંદ લહે સદા, પૂરણ રહે પ્રસન્ન ॥ ૪૪
જાણે છે આ જગતથી, જુગતી ન્યારી જોગિ ॥
અને થાય છે અહરનિશ, બ્રહ્મ રામ સુખ ભોગિ ॥ ૪૫
માટે સીતારામનું, સ્મરણ એજ છે સત્ય ॥
સખા થવા આ શ્રૃષ્ટિમાં, કિંકરને કૃત્ય કૃત્ય ॥ ૪૬
એમ ગૂહને લક્ષ્મણે, આખી રાત વિતાવિ ॥
રામ સુયશમાં રીઝથી, લક્ષ મગ્નતા લાવિ ॥ ૪૭
સંતોષી નૃપ ગૂહને, પ્રભુએ પછી પ્રભાત ॥
નિત્ય નેમ કરિ નાવની, કરિ કેવટને વાત ॥ ૪૮
કહ્યું વિનયથી કેવટે, હરિને જોડી હાથ ॥
જાંણું મહિમા આપની, નાવ ન લાવું નાથ ॥ ૪૯
પોષણ છે પરિવારનું, નાથ પાત્ર મુજ નાવ ॥
અદ્ભુત છે પ્રભુ આપના, પદ પદ્મનો પ્રભાવ ॥ ૫૦
પાહનમાંથી પદ્મિણી, પ્રગટિ પરસતાં પાય ॥
નાવ કદી નારી બને, તો શી ગતિ મુજ થાય ॥ ૫૧
પ્રભુ તેથી પગ ધોઇને, પછી ચડવા દઉઁ નાવ ॥
ઉરયામી સમજ્યા અજબ, કેવટ કેરો ભાવ ॥ ૫૨
મંદહાસ્ય કરિ પ્રભુ કહે, ભલે તેમ કર ભાઇ ॥
કેવટ ચરણ પખાળવા, હીય રહ્યો હર્ષાઇ ॥ ૫૩

જે પદ થયા પખાળવા, ભાગ્યશાળિ મિથિલેશ ॥
તે કાર્યે કેવટ થયો, ભાગ્યશાળિ સવિશેષ ॥ ૫૪

છપ્પય

જે પ્રભુ તારણ તરણ, સર્વ સંસાર સિંધુના ॥
ધોઇ ચરણ કેવટે, તે પ્રભૂ દીનબંધુના ॥
નિજ નાવમાં ચડાવિ, ગંગથી પાર ઉતાર્યા ॥
સ્વામીથી સેવકે, મનોરથ સધળા સાર્યા ॥
જે પ્રભુ પદથી પ્રગટેલિ તે, ગંગા હિય હરખી ઘણું ॥
અતિશય વખાંણ કરિ રહિ અહા, મહા ભાગ્ય કેવટ તણું ॥ ૫૫

દોહરા

પછી કેવટે પ્રેમથી, પ્રભુને કર્યા પ્રણામ ॥
શું આપું ઉતરાઇઉર, સંકોચ્યા શ્રીરામ ॥ ૫૬
નિજપતિતણું પવિત્રમન, સમજનારિ શ્રીસીય ॥
કાઢિ આપિ નિજ કંતને, મણિમુંદરિ રમણીય ॥ ૫૭
જોઈ મુદ્રિકા રામ કર, સમજ્યો કેવટ મર્મ ॥
દામ ન ઈચ્છું દાસહું, શ્યામધર્મ પ્રિય પર્મ ॥ ૫૮
એજ મુદ્રિકા સમ કરો, મુંદ્રિત મ્હારૂં મન્ન ॥
નાથ આપના નામથી, પૂરણ થઇ પરસન્ન ॥ ૫૯
કેવટ થયો કૃતાર્થ મન, પ્રભુ પ્રસન્નતા જાંણિ ॥
પ્રેમે કર્યા પ્રણામ પછિ, જોડિ જુગલ પદપાંણિ ૬૦
પછી પ્રભુએ મંજન કરી, વિધિવત પૂજ્યાં ગંગ ॥
સીતાએ કરિ પ્રાર્થના, ઉર ધરિ પરમ ઉમંગ ॥ ૬૧

કલ્યાણી કલ્લોલિની, કર મુજપર તું મ્હેર ॥
પતિ દેવર સહ આવિ ફરિ, પુજું ત્હને ભલિપેર ॥ ૬૨
સિય સુભાવના શક્તિની, વારીથી થઇ વાંણિ ॥
અજબ ભાવશક્તી અહા, કો કવિ શકે વખાંણિ ॥ ૬૩

છપ્પય

સુણ સતિ સીતા શક્તિ, વિનય વાંણી તેં ગાઈ ॥
કૃપા કરી મુજ ઉપર, મ્હને તેં આપિ વડાઈ ॥
યદ્યપિ તું અનવદ્ય, સમર્થિંનિ પરમ અનુપમ ॥
તદપિ વાંણિ કહુઁ સત્ય, થવા ઇચ્છિત ફળ રૂપમ ॥
નિજ પતી અને દેવર સહિત, કુશળપણે આવી અવધ ॥
વળિ કરિશ મનોરથ સિદ્ધ તું, સદા રહી આનંદ મધ ॥ ૬૪

દોહરા

આશિર્વાદ અમુલ્યથી, હિયમાં વાધ્યું હેત ॥
શ્રીસીતા વન સંચર્યાં, પતિને દિયર સમેત ॥ ૬૫
વિમળ તિર્થપથ વિચરતા, આવ્યા પ્રભૂ પ્રયાગ ॥
ભરદ્વાજને ભાળિને, ઉર ઉપજયો અનુરાગ ॥ ૬૬
એ મુનિવરના આશ્રમે, નિશિભર કર્યો નિવાસ ॥
મધુ વચનામૃત પાંન કરિ, વિચર્યા પછિ વનવાસ ૬૭
સરિ રવિજામાં સ્નાન કરિ, પ્રભુએ કર્યા પ્રણામ ॥
પછી પધાર્યા પ્રેમથી, ચિત્રકૂટ દિશિ રામ ॥ ૬૮
જે તરુ તળે વસે પ્રભૂ, તે તરુ વિકસે તર્ત ॥
અને સજીવન થાય વળિ, ભલે હોય કદિ મર્ત ॥ ૬૯

અવલોકે પ્રભુને વિપિન, જે જે વન પુરજન્ન ॥
તે તે થાય તમામ ત્યાં, આનંદિત તન મન્ન ॥ ૭૦
સેવા કરે પ્રસન્ન મન, લેવા લોચન લ્હાવ ॥
ધરિ ધરિ અધિક ઉમંગને, ભરિ ભરિ હૃદયે ભાવ ॥ ૭૧
આવાં શિશુ વન આવિયાં, કહે એમ કરિ શોચ ॥
મોકલવા માવિત્રને, થયો ન કયમ સંકોચ ॥ ૭૨
શીળ રૂપવતિ સીયને, કુશળ પૂછવા જાય ॥
ગ્રામ્ય વધૂ સહુ નિરખિને, અધિક ચકિત ચિત થાય ॥ ૭૩
સીય સમિપ જઇ પૂછવા, લલનાઓ લલચાય ॥
પણ હકિકત વળિ પૂછતાં, હૃદય બહૂ શરમાય ॥ ૭૪

છપ્પય

વાર વાર સહુ વિનય,–સહિત અતિ નમન કરીને ॥
કહે સીયને એમ, હીયમાં હર્ષ ભરીને ॥
સ્ત્રી સ્વભાવથી અમો, પૂછતાં હૃદયે ડરિયે ॥
સ્વામિનિ કરજો ક્ષમા, અમે જો અવિનય કરિયે ॥
ધુતિ કોટિ મનોજ લજાવની, જેઓ તણી જણાય છે ॥
એ રાજકુંમારો આપને, સુમુખિ કહો શું થાય છે ॥ ૭૫

દોહરા

ગ્રામ્યવધૂઓની મધુર, અતિ સનેહ સુખદાઇ ॥
હકિકત એ સુણિ હીયમાં, સીય હશ્યાં શરમાઇ ॥ ૭૬

છપ્પય

એઓને અવિલોકિ, વળી અવલોકતિ ધરણી ॥

યુગ શર્મે શર્માઈ, વપૂ સિય કુંદન વરણી ॥
પછિ સપ્રેમ મૃગનૈનિ, વદીમુખ કોકિલ વાંણી ॥
દિયર લક્ષમણ ગૌર, હૃદય સુચિ એ કહું જાંણી ॥
પછીં વદન અંચળે ઢાંકિને, પ્રભુ સનમુખ નિરખ્યા પરમ ॥
ખંજનનયનીએ નિજપતી, કહ્યું ઈશારે ધરિ શરમ ॥ ૭૭

દોહરા

શ્યાણપ લાજ મૃયાદથી, હર્ષી હૃદય વધટિ ॥
સ્નેહ સીયનો રત્નનિધિ, રહી રંક સમલૂંટિ ॥ ૭૮
સતિને નમિ સહુ સુંદરી, પુર્ણ દાખવી પ્રેમ ॥
શુભ અખંડ સૌભાગ્યની, આશિષ આપી એમ ॥ ૭૯

છપ્પય

પારવતી સમ પ્રીય, પર્મ થાજ્યો નિજપતિને ॥
પુજ્ય આપ વળિ પાત્ર, સેવવા કેરૂં સતિને ॥
આ યુગ તણી સુવૃતિ, જાણવા જેવી જતિને ॥
અનુસરશે શુભ રાહ, આપ કેરી સદમતિને ॥
વળિ આપ સરીખું શિયળવૃત, અમ હૃદયે પ્રભુ થાપજો ॥
આ દિશિએ પુનઃ પધારતાં, દર્શન દેવી આપજો ॥ ૮૦

દોહરા

સહુને સંતોષે સિયા, મધુર વચન કહિ એમ ॥
ખિલે ચંદ્રિકાથી પુરણ, કૌમોદનિઓ જેમ ॥ ૮૧
પછી લક્ષ્મણે પ્રગટ ત્યાં, પ્રભુની ઇચ્છા જાંણિ ॥

વાટ પુછી વન વિચરવા, વદિ જનને મૃદુ વાંણિ ॥ ૮૨
વાટ વતાવી પાંસરી, કરે લોક કલ્પાન્ત ॥
સંતોષે સૌ લોકને, કૌશલ સીતાકાન્ત ॥ ૮૩
સહો આપ સંકષ્ટ અતિ, કહે લોક સહુ એમ ॥
વિવિધ વૈભવો વિશ્વમાં, કર્યા હશે વિધિ કેમ ॥ ૮૪
કરતા જાય પ્રમાંણ પ્રભુ, વિદિત સુવિધિવત સિદ્ધ ॥
સમજાવી સહુ લોકને, નિત્ય જ્ઞાનના નિદ્ધ ॥ ૮૫
પથ શ્રમ સહ પ્રભુ પ્હોંચિયા, ચિત્રકૂટને ધામ ॥
મળ્યા માર્ગ વાલ્મિક મુની, પ્રેમે કર્યા પ્રણામ ॥ ૮૬
પુછી કુશળતા મુનિવરે, આપી શુભ આશીષ ॥
અતિથિ થયા મુનિ આશ્રમે, કુશળ કૌશલાધીશ ॥ ૮૭
મેળવિ પ્રભુથી મુનિવરે, ઉર આનંદ અમિથ્ય ॥
કર્યું સ્વઆશ્રમ ધર્મ સમ, ઉત્તમ પ્રભુ આતિથ્ય ॥ ૮૮
રઘુવર આવ્યા રાજને, છળવિણ ત્રણવત છાંડિ ॥
આજ્ઞા થાતાં એ કથા, મુનિવર સનમુખ માંડિ ॥ ૮૯
અને કહ્યું મુનિ આપનાં, ચરણ કમળને ચુંબિ ॥
થઇ કૃતાર્થ આજ્ઞા અવર, લેવા રહ્યો ઝઝુંબિ ॥ ૯૦
કુશળ સદા એવો કહો, કયાં હું કરૂં નિવાસ ॥
નડું ન સજ્જન કોઇને, એ ઇચ્છા મુજ ખાસ ॥ ૯૧
મુનિ સુપાત્રને જે નડે, એ નરેશ નિંદાય ॥
નિંદાનું ફળ જગતમાં, જીવિત નર્ક જણાય ॥ ૯૨

## શ્રીમુની ઉવાચ દોહરા

નીતી ન્યાય નિપૂણ નિત, રાઘવેશ હે રામ ॥
ઉચ્ચરવું જે આપનું, તેહ યથાર્થ તમામ ॥ ૯૩
સત્ય હરેક સુવાતમાં, આપ ન કદી અજાંણ ॥
પૂછો શૂં મુજને પરમ, છો સર્વદા સુજાંણ ॥ ૯૪
અગર આપશ્રી અહરનિશ, નહીં હોવ જે ઠામ ॥
દેવ મને એ દાખવો, તો હું જણવું રામ ॥ ૯૫

## કવિ કથન દોહા

આત્મજ્ઞાનનું વાકયએ, મુનિનું સમજી મન્ન ॥
પ્રભુ રાઘવ અતિ પ્રેમથી, પૂરણ થયા પ્રસન્ન ॥ ૯૬

## શ્રીમુની કથન દોહા

મને પૂછતા હોવ તો, સુણો કહું શ્રીરામ ॥
સિય લક્ષ્મણ સહ આપને, વસવાનો વિશ્રામ ॥ ૯૭
જેના શ્રવણ સમુંદ્રમાં, સુકથા સરી તમામ ॥
સમે તેહના હ્રદયમાં, રહો આપ શ્રીરામ ॥ ૯૮
રૂપ બિંદુ જળ આપનું, સ્વાતિ જલદ હે શ્યામ ॥
જેનાં દ્રગ ચાતક ચહે, રહો આપ ત્યાં રામ ॥ ૯૯
આપ કથનિ શુભ માનસર, ગુણ મુક્તા કણ દામ ॥
જેનિ જીભહંશનિ ચહે, રહો આપ ત્યાં રામ ॥ ૧૦૦
પુષ્પ પત્ર ફળ તોય સુચિ, ધર્યું આપને ધામ ॥
ચહે પ્રશાદી રૂપ ત્યાં, રહો આપ શ્રીરામ ॥ ૧૦૧

પટ ભૂષણ નૈવેધ સુચિ, આપ તણું અભિરામ ॥
સમજી ગ્રહે પ્રસાદ ત્યાં, રહો આપ શ્રીરામ ॥ ૧૦૨
કરથી પૂજન ચરણથી, ચાલિ તિર્થનું ધામ ॥
કરે આપનું ત્યાં સદા, રહો આપ શ્રીરામ ॥ ૧૦૩
સુકૃત પુન્ય સુદાનનું, કરે બની નિષ્કામ ॥
તેના મન મંદિર મહીં, રહો આપ શ્રીરામ ॥ ૧૦૪
લોભ મોહ માયા નહીં, ક્રોધ માન મદ કામ ॥
દ્વેષ દંભ કે છળ ન જ્યાં, રહો આપ ત્યાં રામ ॥ ૧૦૫
પ્રિય સહુને હિતકારિ પર, જત્ય સત્ય હિય હામ ॥
એવા જતી સતી હૃદય, રહો આપ શ્રીરામ ॥ ૧૦૬
જાગૃત સ્વપ્ને જે ગૃહે, શરણ આપનું શ્યામ ॥
જેને વ્હાલા આપ ત્યાં, રહો આપ શ્રીરામ ॥ ૧૦૭
પરદુખ દુખે રટે પ્રભૂ, નિત્ય આપનું નામ ॥
પર સુખ સુખી રહે સદા, રહો આપ ત્યાં રામ ॥ ૧૦૮
માતપિતા ગુરુ સ્વામિ ગણિ, સકળ સુવિધિ હે શ્યામ ॥
સમજે હૃદયે આપને, રહો આપ ત્યાં રામ ॥ ૧૦૯
સંકટ દળે સુપાત્રનું, ગ્રહે શ્રેષ્ટ ગુણગ્રામ ॥
નીતી ન્યાય મૃયાદ ત્યાં, રહો આપ શ્રી રામ ॥ ૧૧૦
પ્રભુજન જેને પ્રીય વળિ, પ્રીય ધર્મનું ધામ ॥
દયા ક્ષમા સુવિવેક ત્યાં, રહો આપ શ્રીરામ ॥ ૧૧૧
માને તન મન વચનથી, સદા આપને શ્યામ ॥
તે સેવકના હૃદયમાં, રહો આપ શ્રીરામ ॥ ૧૧૨

મસ્ત આપના પ્રેમમાં, કાયમ રહિ નિષ્કામ ॥
રંગ અંગ રંગે હૃદય, રહો આપ ત્યાં રામ ॥ ૧૧૩

## કવિકથન દોહા

વાલમીક મુનિ એ વિધી, વદ્યા વિવિધ વિશ્રામ ॥
સ્નેહ વચન ભાવ્યાં હૃદય, સુણિ હર્ષ્યા શ્રીરામ ॥ ૧૧૪
કહ્યું એમ પછિ મુનિવરે, સુણો સુજ્ઞ રઘુરાય ॥
કુશળ એક આશ્રમ કહું, દિવ્ય સમય સુખદાય ॥ ૧૧૫

## શ્રીમુનિકથન દોહા

ચિત્રકૂટ શુભ વાસ જ્યાં, પુનિત વહન સરિ પાથ ॥
સર્વ પ્રકારે શ્રષ્ટતા, નિવસો ત્યાં રઘુનાથ ॥ ૧૧૬

## કવિકથન દોહા

શિર્ષ્ય વંદ્ય કરિ મુનિવચન, નિવશ્યા ત્યાં રઘુનાથ ॥
નૌતમ પર્ણ નિકેતમાં, સીય લક્ષમણ સાથ ॥ ૧૧૭
વળિ દૈવી શુભ માનુષી, સહુ સંપદા જણાય ॥
રીઝી નિવસે રામ જ્યાં, ત્યાં શી ઉણપ ગણાય ॥ ૧૧૮
પુષ્પ સુવાસિ ફળાદિ સહુ, અતિશય મિષ્ટ અમોલ ॥
વ્હેર વિના પશુ પક્ષિઓ, વિચરે કરે કલોલ ॥ ૧૧૯
વળિ જ્યાં વસે વિનોદથી, સુર મુનિવર સમુદાય ॥
સ્વાદ કથા સંવાદનાં, વચનાંમૃત ઉચરાય ॥ ૧૨૦
વશ્યા રામ તેથી વિપિન, થયું અવધપુર જેમ ॥
થયું વિપિન સમ અવધપુર, વિના રામ વળિ એમ ॥ ૧૨૧
રઘુવરતણા વિયોગથી, તજ્યા દશરથે પ્રાંણ ॥
થઇ અનાથ નગરી અવધ, પીડિત દીન પ્રમાંણ ॥ ૧૨૨

ગુરૂ વશિષ્ટે સર્વને, આપિ ધૈર્ય આરામ ॥
તરત મોકલ્યો દૂત ત્યાં, ગયા ભરત જે ગામ ॥ ૧૨૩
ભરત આવિયા અવધપુર, તરત દૂતને સંગ ॥
મરણ સુણી પિતનું મટયો, આવ્યા તણો ઉમંગ ॥ ૧૨૪
વળિ ગયેલ વન સાંભળી, સિયા રામ સૌમિત્ર ॥
બન્યા ભરત બેભાન બહુ, વ્યાધી વધી વિચિત્ર ॥ ૧૨૫
કરિ સચેત ગુરુએ યથા, આપી ધૈર્ય અપાર ॥
સરવ કરાવ્યા ભરતને, વિધિવત પિતુ સંસ્કાર ॥ ૧૨૬
ઋષિથી ભરતે રાજ્યની, સ્વિકૃત કરી ન સાન ॥
ત્યાગ્યું કૈકઇ તરફનું, માતુપણાનું માન ॥ ૧૨૭
પ્રીય બંધુ નિજ ભરતને, નિરખી શોક નિમગ્ન ॥
વ્હાલા રામ વિયોગથી, શોચે મન શત્રુઘ્ન ॥ ૧૨૮
કૈકઇને પણ પુર્વવત, થયું ભાનઉર થીર ॥
થાય શોક અનહદ અરે, વન પઠવ્યા રઘુવીર ॥ ૧૨૯
ત્રણે માતુ નિજ ગુરુ સહિત, તર્ત કરી તૈયારિ ॥
બેઉ બંધુએ ત્યાં જવા, જયાં પ્રભુ વિપિન વિહારિ ॥ ૧૩૦
સુજ્ઞ સેવકોને સરવ, સોંપિ રામનું રાજ ॥
વિચર્યા પુરજન સહ ભરત, સજી તીલકનો સાજ ॥ ૧૩૧
રાજ તિલકનો સાજ સહુ, સોંપ્યો ગુરુને તર્ત ॥
અગ્ર કર્યા ગુરુને પ્રથમ, પ્રેમે પ્રણમ્યા ભર્ત ॥ ૧૩૨
પથ પરિશ્રમ કરિ પ્હોંચિયા, સુમતિ ભરત સસમાજ ॥
જતિ નિજ સતિ સંયુક્ત જયાં, રહ્યા નિવસિ રઘુરાજ ॥ ૧૩૩

## છપ્પય

સકળ વિલોકિ સમાજ, સીય સૌમિત્ર સશંકિત ॥
ધ્વનિ પ્રસરી પડિ શ્રવણ, થયા રઘુવીર ચકિત ચિત ॥
આગત નિરખ્યા અગ્ર, ગુરૂ નિજ સદ્દગુણ સિંધૂ ॥
સ્વાગત કરવા સઘ, ગયા સનમુખ યુગ બંધૂ ॥
નિજ બેઉ બંધુ સહુ માતુને, નિરખ્યાં વળિ પ્રિય નગરજન ॥
શ્રી રામચંદ્ર એ સર્વને, સાનુજ મળ્યા સહર્ષ મન ॥ ૧૩૪

## દોહા

પુછી ઉચારી પરસપર, જાણિ કુશળતા જેમ ॥
વર્ણન બને ન વર્ણવ્યે, યથા સુવિધિવત એમ ॥ ૧૩૫
ભેટ રામને ભરતની, અતિ ભાવિક ઇતિ અથ્થ ॥
કહિ શકવા નવ શેષકે, શારદ પણ સમરથ્થ ॥ ૧૩૬
આવી સહુ પ્રભુ આશ્રમે, નિરખે પર્ણ નિકેત ॥
ગણી વિચારે દૈવગતિ, ઉર ઉદ્વેગ સમેત ॥ ૧૩૭
પુજયનીક ગુરુપત્નિને, સાસૂઓને સંગ ॥
મળિ સીતા ચરણે નમ્યાં, ઉર ધરિ પરમ ઉમંગ ॥ ૧૩૮
કૌશલ્યાની કારમી, દુખિત દશા થઇ જેમ ॥
વિપતિ જોઇ વત્સો તણી, સૌમિત્રાની એમ ॥ ૧૩૯
વિપિન બિપત્તિ યથા વિધી, સર્વ પ્રતક્ષ જણાય ॥
હૃદય કળકળી કૈકયી, પરિપૂરણ પસ્તાય ॥ ૧૪૦
વળી ભરત વ્યાકુળ થયા, સહિત બંધુ શત્રુઘ્ન ॥
સિયા રામ સૌમિત્રનું, વનનું નિરખી વિઘ્ન ॥ ૧૪૧

પિતુ ગવન્યા સુરધામની, કથની કથી વશિષ્ઠ ॥
સિયા રામ સૌમિત્ર સુણિ, શોચે વાત અનિષ્ટ ॥ ૧૪૨
એ અનિષ્ટ સંતાપથી, સંતાપે સમુદાય ॥
વિસ્તરણિયએ વિગતની, વ્યથા ન વરણી જાય ॥ ૧૪૩
ગુરુ આજ્ઞાને અનુસરી, વિહિત વેદ અનુસાર ॥
કર્યા રામને લક્ષ્મણે, પિતુના સહુ સંસ્કાર ॥ ૧૪૪

## છપ્પય

મંગાવી મિથિલેશ, દૂતથી સમાચાર સહુ ॥
ચિત્રકૂટ દિશિ તુર્ત, સિધાવ્યા ધરિ ઉચાટ બહુ ॥
શ્રી રઘુવીર સમીપ, પ્હોંચિયા પથ પરિશ્રમથી ॥
જોઇ મળ્યા જામાત, જ્ઞાનની ઉત્તમ ગમથી ॥
મન તેથી શ્રીમિથિલેશનું, આત્મ જ્ઞાન તરફે વળ્યું ॥
એ આત્મજ્ઞાન સમ્મત અધિક, મન વશિષ્ટ ગુરુનું મળ્યું ॥

## દોહરા

થઇ સમ્મત ગુરુરાજથી, જાંણી અવધ અનાથ ॥
કહે જનક શ્રીરામને, નિજપુર કરો સનાથ ॥ ૧૪૬
સુવચન એ સ્વિકરાવવા, પડયા ભરત પ્રભુ પાય ॥
કહ્યું કૃપા એવી કરો, સ્નેહ વચન સચવાય ॥ ૧૪૭
શ્રીગુરુ લાવ્યા સંગમાં, વિગતે કરી વિચાર ॥
સ્વામિ સ્વિકારો સર્વ આ, તિલક સાજ તૈયાર ॥ ૧૪૮

## શ્રીરામઉવાચ દોહરા

પુજ્ય વડીલ સમક્ષ કહું, નાં કરશો મન ન્યૂંન ॥
અવધ સુધી હું હે અનુજ, અવધ સુધી આવું ન ॥ ૧૪૯

## શ્રીગુરૂ પ્રત્યે યથા

સાચવવા હે શ્રીગુરૂ, અવધ નગરનું ક્ષેમ ॥
આપો આજ્ઞા ભરતને, અવધ સુધીની એમ ॥ ૧૫૦

## શ્રી ભરત ઉવાચ યથા

વિદ્યમાન રઘુકુળમણી, એ મ્હારો આધાર ॥
ધરૂં રાજ અધિકાર તો, એ મુજને ધિક્કાર ॥ ૧૫૧
થવા ન ઇચ્છું કે નથી, પ્રભુ એવો હું પાત્ર ॥
વ્હાલા આપ વિયોગથી, ગાળું હું મુજ ગાત્ર ॥ ૧૫૨
પાવન ગુરૂ પ્રસાદથી, પ્રભુ પ્રતાપથી એમ ॥
સચવાશે હે રામ શ્રી, સદા અવધનું ક્ષેમ ॥ ૧૫૩
પ્રભુ નિજ પદની પાદુકા, આપો મુજને આપ ॥
સેવિશ હું તો સ્નેહથી, જપી સુજશનો જાપ ॥ ૧૫૪
જ્ઞાની શ્રીગુરૂરાજથી, સમ્મત થઇ અતિ સુજ્ઞ ॥
અવધ સુધી પુર અવધને, સાચવશે શત્રુઘ્ન ॥ ૧૫૫
થઇ પ્રસન્ન અતિ ભરતપર, અવધેશે સુણિ એમ ॥
પદ પંકજની પાદુકા, સોંપી સંયુત પ્રેમ ॥ ૧૫૬
વળ્યા ન પ્રભુ નિજ અવધથી, નિમળી ન ત્યાગ્યું વર્ત ॥
અવધતરફ વળવું પડયું, પર્ત ભર્તને તર્ત ॥ ૧૫૭

સહુ સમાજ આવ્યો અવધ, ભરત વશ્યા પુરનંદિ ॥
જપ્યાકરે મન રામજશ, વિમળ પાદુકા વંદિ ॥ ૧૫૮
જ્ઞાનવાન ગવન્યા પછી, મિથિલાપુરિ મિથિલેશ ॥
સીતાને સૌમિત્ર સહ, વિચર્યા વન અવધેશ ॥ ૧૫૯
મળિ મુનિઓને માર્ગમાં, કરી સહન વન કલેશ ॥
અત્રી મુનિના આશ્રમે, આવ્યા શ્રી અવધેશ ॥ ૧૬૦
દિલખુશ થઈ નિજ દાખવ્યો, પ્રભુ પ્રત્યે બહુ પ્રેમ ॥
સ્વાગત કરિ શ્રી અત્રિમુનિ, કરે પ્રાર્થના એમ ॥ ૧૬૧

યથા છપ્પય

જયતિ રામ જગજીત, નિત્ય આપને નમામી ॥
કોમળ હૃદય કૃપાળુ, સદા સુખદા જગસ્વામી ॥
દીનબંધુ દેવેન્દ્ર, ભક્ત વત્સલ ભગવંતા ॥
રમ્ય રામ રામેતિ, રામ રામેતિ રમંતા ॥
છો ક્ષમ્યમુર્તિ અતિ ક્ષેમદા, જયતિ જનકજામાત્ર જય ॥
હું રહું આપને હૃદયથી, જયતિ પ્રેમ સદપાત્ર જય ॥ ૧૬૨

પુનર્યથા

પ્રભુ જય બાહુ પ્રલંબ, પતિત પાવન સુપ્રતાપી ॥
પ્રગતિ ચરણ પદ્મથી, અહલ્યાને ભલિ આપી ॥
નાથ નિરંતર નૌમિ, વિશ્વકિરતી રહિ વ્યાપી ॥
નામ આપનું નિત્ય, પ્રેમથી રહું પ્રલાપી ॥
સ્કંધે નિખંગ શુભ શોભતું, ધનુષ સત્ય સાયક ધરણ ॥
મહિમા અપાર રઘુવંશમણિ, જયતિ રામ અશરણશરણ ॥

## પુનર્યથા.

જય જય વંશ દિનેશ, મૃયાદા સંયુત મંડણ ॥
નિજ ભુજ દંડ સુપ્રબળ, શંભુ કોદંડ વિખંડણ ॥
અસુરારી અવધેશ, અમર કારક આનંદિત ॥
જયતિ નામ શુભ જપું, કામરિપુ કેરા વંદિત ॥
સુખ સત્ય સમર્પણ આપ છો, સર્વ વ્યાધિ કેરા શમણ ॥
સૌમિત્ર જેષ્ટ બંધ સદા. રટું રામ સીતારમણ ॥ ૧૬૪

### દોહરા

કર્યાં મુનીએ પ્રેમથી, પ્રભુને વિનય પ્રણામ ॥
ઉર પામ્યા વિશ્રામ અતિ, રીઝયા એ સુણિ રામ ॥ ૧૬૫
સતિ દેવી શ્રી અનસુયા, પતિ સેવા સજનારિ ॥
પ્યારૂં ગણિ નિજપ્રાણ સમ, નિજ વૃત નવ તજનારિ ॥ ૧૬૬
માંન સહિત સિયને મળી, સ્વાગત કર્યું સપ્રેમ ॥
અતિશય આનંદિત થયાં, અનસૂયા ઉર એમ ॥ ૧૬૭
મળતાં સીતાને મહા, હિયમાં વાધ્યો હર્ષ ॥
સર્સ દર્શ આકર્ષ ઉર, અર્સપર્સ ઉત્કર્ષ ॥ ૧૬૮
શુભ અખંડ સૌભાગ્યની, આશિષ આપી એમ ॥
સીતાને ઋષિપત્નિએ, પરમ ધારિ ઉર પ્રેમ ॥ ૧૬૯
પટ ભૂષણ પ્હેરાવિયાં, સીતાને સુપવિત્ર ॥
એમ દાખવ્યો પ્રેમ અતિ, જેમ હૃદય માવિત્ર ॥ ૧૭૦
અનસયા પછિ ઉચ્ચર્યાં, સિય સનમુખ શુભ સાર ॥
પત્ની ધર્મ પ્રકર્મનું, વર્ણન સુવિધ વિચાર ॥ ૧૭૧

## છપ્પય

સુણ હે રાજકુંમારિ, માતુ પિતુને નિજ ભ્રાતા ॥
છે એ સહુ હિતકારિ, તદપિ સુક્ષમ સુખદાતા ॥
આપનાર સુખ અધિક, વિમળ ભર્તા વૈદેહી ॥
એ અબળા અતિ અધમ, જે ન સેવે થઈ સ્નેહી ॥
વળિ મિત્ર ધર્મ ધીરજ ત્રિયા, હે ચતુરા ? એ ચારની ॥
થાય છે પરિક્ષા જ્યાં પડે, વિપતી વિવિધ પ્રકારની ॥ ૧૭૨

## પુનર્યથા

વૃદ્ધ વ્યાધિવશ વિમુઢ, દીન નિર્ધન દુખધારી ॥
એવો પતિ અપમાનિ, નરકગતિ પામે નારી ॥
તન મન વચન સપ્રેમ, કરે નિજ પતિની સેવા ॥
એજ ધર્મ વૃત નેમ, લ્હાવ પત્નીને લેવા ॥
ભાખે શ્રુતિ સંત પુરાણ એ, પતીવૃતા વિધિ ચારની ॥
ઉત્તમ મધ્યમ લઘુ નીચ રહિ, વૃત્તી જેહ પ્રકારની ॥ ૧૭૩

## છપ્પય યથા

પર પુરૂષ સ્વપ્ને ન, હોય એ નારી ઉત્તમ ॥
સુત પિતુ ભ્રાત સમાન, પર પતી નિરખે મધ્યમ ॥
ધર્મ વિચારી સમજી, રહે કુળમાં લઘુક્રમ એ ॥
સમય વિના ભયથકી, રહે જાણવી અધમએ ॥
નિજપતિને ઠગિ પરને ચહે, તેહ નર્ક રૌરવ લહે ॥
જગ જોઇ પતિત અપવૃતિથી, અધમાધમ એને કહે ॥ ૧૭૪

## દોહરા

નિજપતિથી પ્રતિકુળ રહી, જે વનિતા મરિ જાય ॥
જનમીને જોબન વિષે, અવશ્ય વિધવા થાય ॥ ૧૭૫
પાળે સમજી પત્નિ જે, પતિવૃતનો સદ્ધર્મ ॥
વિના પરિશ્રમ વિશ્વમાં, પાંમે એ ગતિ પર્મ ॥ ૧૭૬

## છપ્પય

સ્વાભાવિક અપવિત્ર, ગણાય જગતમાં નારી ॥
પણ નિજ પતિને પૂજી, પરમ ગતિ પામે ભારી ॥
વેદ વખાંણે વિદિત, વિમળ કિરતી વૃંદાની ॥
જગ હજુ પણ જેહને, શ્રીહરીએ સનમાની ॥
ત્રિય પતિવૃત ધરે પુજી તને, બલિહારી તુજ નામની ॥
આ કથા જગત હિત ઉચરિ સુણ, સીતા વ્હાલી રામની ॥૧૭૭

## દોહરા

સાદર સુકથા સાંભળી, સીય પર્મ સુખ પામિ ॥
રીઝ ભરી ઋિષિપત્નિને, યુગ ચરણે શિર નામિ ॥ ૧૭૮
સુકથાનો સંવાદ કરિ, અત્રીને પ્રભુ એમ ॥
દિવ્ય દ્રઢાવે હૃદયનો, પુનિત પરસ્પર પ્રેમ ॥ ૧૭૯
મુનિને સંતોષી મહા, ધર્મ ધુરંધર ધીર ॥
સીતાને સૌમિત્ર સહ, વિદા થયા રઘુવીર ॥ ૧૮૦
વધ વિરાધ કેરો કરી, પ્રભુ પ્રલંબ નિજ હસ્ત ॥
મળ્યા પંથ સરભંગ મુનિ, સુતિક્ષણાદિ અગસ્ત ॥ ૧૮૧

સુર મુનિજનને સર્વદા, સુખદાયક સિયકંત ॥
પછી સિધાવ્યા પ્રેમસહ, પંચવટીને પંથ ॥ ૧૮૨
ગંગા સમ ગોદાવરી, પતિતપાવની પર્મ ॥
તપ લાયક જ્યાં તિર્થનું, ધામ રૂપ સદ્ધર્મ ૧૮૩
વિટપ વિટપિ ફળ ફૂલ તટ, ખળખળ નિરમળ નીર ॥
કુશળ વહે કલ્લોલિની, ત્યાં આવ્યા રઘુવીર ॥ ૧૮૪
બ્રહ્મારામ આનંદથી, સિય સૌમિત્ર સમેત ॥
પ્રભુ વન ભુમિ પાવન કરી, નિવસ્યા પર્ણ નિકેત ॥ ૧૮૫
વિરચ્યો ત્યાં વૈદેહિએ, ઉત્તમ ગૃહઆરામ ॥
સિંચે જીવન સ્નેહથી, થવા સુવાસિત ઠામ ॥ ૧૮૬
ચિદાનંદ સંદોહથી, સજી બ્રહ્મ સંવાદ ॥
યતી લક્ષમણ લઇ રહ્યા, નિજાનંદનો સ્વાદ ॥ ૧૮૭
વિવિધ કથા ઇતિહાસ વર, પ્રભુ વરણવે સપ્રેમ ॥
અરસ પરસ આનંદથી, વીતે વાસર એમ ॥ ૧૮૮

## છપ્પય

સરપણખા સજી રૂપ, એક વખતે ત્યાં આવી ॥
અસુરોના નાશનું, પ્રગટ દાખવવા ભાવી ॥
કથ્યુ કથન અમૃયાદ, મૃયાદા પુરુષોત્તમને ॥
રચ્યાંનો મન સુવિચાર, અસુરિ એ અધમાધમને ॥
સિય તર્ફ જોઈ પ્રભુએ કહ્યું, જો છે આ મુજ અનુજ અહિં ॥
પછી લક્ષમણ યતિ પાસે ગઈ, નેક હૃદયમાં શંક નહિં ॥

## પુનર્યંથા

આવિ જાંણિ લક્ષ્મણે, એહ ભગિની રાવણની ॥
પ્રભુ વિલોકિ પછિ વિગત, પ્રગટ કરિ નિજ ભલપણની ॥
સુણ સુંદરિ હું સદા, એમનો દાસ ગણાઉં ॥
થઇ સ્વાધિન તુજથકી, કેમ કરિ સમ્મત થાઉં ॥
એ પ્રભુ સમર્થ છે સર્વદા, કૌશલેશ કરુણા નિધી ॥
તેથી સહુ છાજે તેમને, જે મન ચાહે તે ત્રિધી ॥ ૧૯૦

## છપ્પય

વ્યસની ચાહે વસૂ, અને શુભગતિ વ્યભિચારી ॥
કિરતી ચાહે કૃપણ, અને મન માન ભિખારી
ચાહે કુશળ કુસંગિ, અને ભલપણ અભિમાની ।
આદર ચાહે અબુઝ, અને સેવક સુખવાની ॥
વળિ સેવકાઇની વિગતમાં, ચાહે જે સ્વામી થવા ॥
એ નભ દોહન કરિ દૂધને, ચાહે મિથ્યા કાઢવા ॥ ૧૯૧

## છપ્પય

સુણિ લક્ષ્મણનાં વચન, પ્રભૂ પાસે પછિ આવી ॥
ત્યાંથી પ્રભુએ તુર્ત, અનુજ તરફેજ વળાવી ॥
ત્યારે ઉચર્યા અનુજ, અરે તુજને એ વરશે ॥
ત્રણવત જાંણી તુર્ત, લાજ નિજ જે પરિહરશે ॥
એ સુણી વેંણ ખશિયાણિ પડિ, તુર્ત પ્રભૂ તર્ફે ગઇ ॥
પછિ મહા ભયંકર પ્રગટ ત્યાં, રાક્ષસિ નિજરૂપે થઈ ॥

### દોહરા

શત્રુજે પ્રભુની સાંન ગ્રહિ, સરપણખાને સઘ ॥
કરી નાકને કાન વિણ, દિસે આકૃતી બઘ ॥ ૧૯૩

### છપ્પય

થઇ વિરૂપ અતિ સભય, આવિ ખર દૂષણ પાસે ॥
કરે અધિક કલ્પાન્ત, નિશાચરિ ભરિ નિશ્વાસે ॥
વિકૃતિવત વ્યાકૂળ, દશા દેખી ખર દૂષણ ॥
ત્યાં આવ્યા પછિ તુર્ત, રહ્યા જ્યાં રામ લક્ષમણ ॥
એ અસુરોએ નિજ કટક યુત, આરંભ્યો ઉત્પાત અતિ ॥
શ્રીરામ લક્ષ્મણે રહેજમાં, એ સહુની કરિ ઘાત ગતિ ॥

### દોહા

નાઠી તુર્ત નિશાચરી, આવી રાવણ પાસ ॥
વિરુપ જોઈ નિજ ભગિનિને, પૂછ્યું કારણ ખાસ ॥ ૧૯૫
શોચ્યો રાવણ સાંભળી, વાત વિગત અનુસાર ॥
દંડકવનમાં આવવા, તુર્ત થયો તૈયાર ॥ ૧૯૬
નિશિચરથી નિર્ભય કરી, સહુ મુનિને શ્રીરામ ॥
અહીં વસે આનંદયુત, વનદંડક વિશ્રામ ॥ ૧૯૭
લેવા વનફળ લક્ષમણ, વન વિચર્યા જે વાર ॥
અનુકુળ સિયને ઉચ્ચર્યાં, વચન રામ તે વાર ॥ ૧૯૮

### છપ્પય

પતિવૃતવંતાં પુનિત, સુણો હે ? પ્રિયા સુશીલા ॥
કરવા હું ચહું કંઈક, લલિત માંનવની લીલા ॥

પાવક મધ્ય પ્રવાસ, કરો ત્યાં સુધી કુશળથી ॥
કરૂઁ અસુરોનો નાશ, જ્યાં સુધી હું નિજ બળથી ॥
એ સુણી સમાંણાં અગ્નિમાં, સતી જાનકી તે સમય ॥
નિજ પ્રતીબિંબ રાખ્યું પ્રગટ, યથા રૂપ ગુણ શીલમય ॥ ૧૯૯

છપ્પય

પછિ ભય પ્રીતી યુક્ત, નીચ મારિચને સાધી ॥
લઈ આવ્યો લંકેશ, વિપિનમાં કરવા વ્યાધી ॥
થઇ છળ મૃગ મારીચ, પર્ણકુટિ તર્ફ ગયો તે ॥
તુર્તજ સીતા તણી, ઠીક દ્રષ્ટિએ થયો તે ॥
મૃગ નીરખી સીય સુવર્ણ મય, પ્રભુને ઉર પ્રેરી રહી ॥
ને કહ્યું નાથ હે પ્રીયતમ, એ મૃગ હણિ લાવો અહીં ॥ ૨૦૦

દોહરા

સુણિ એ સીતાનું વચન, ભાવી વિઘ્ન વિધાન ॥
કનક હરણ પાછળ પ્રભૂ, ધાયા જ્ઞાન નિધાન ॥ ૨૦૧

પાછળ અનુજ ગયા પછી, લાગ સાધિ લંકેશ ॥
ઉર્વીજાના આશ્રમે, વિચર્યો યતિને વેષ ॥ ૨૦૨

ત્યાં જઇ ભિક્ષા માગતાં, ધારણ આશ્રમ ધર્મ ॥
સીતાએ હાજર કર્યાં, કંદ મૂળ ફળ પર્મ ॥ ૨૦૩

પ્રતિબંધન નિરખી કહ્યું, શ્યાંણિ આપતાં શીખ ॥
ભેખ થકી લેવાય નહિં, ભાવી બાંધી ભીખ ॥ ૨૦૪

ભાવી વશ આવી સિયા, રેખ ઉલંઘી બ્હાર ॥
નભ મારગ લંકા ગયો, લઇ રાવણુ તે વાર ॥ ૨૦૫
વધિ છળમૃગ પાછા વળ્યા, પ્રભુ નિજ બંધુ સમેત ॥
વિના જાનકી સુન્યવત, નિરખ્યું પર્ણ નિકેત ॥ ૨૦૬
ઉત્તમાત્મશક્તી અજબ, જથા ભાવિ સહુ જાંણુ ॥
થયા અધીર સધીર પ્રભુ, પ્રાકૃત મનુષ પ્રમાંણુ ॥ ૨૦૭
વળિ વિયોગના વેગમાં, વન વિચર્યાં અવધેશ ॥
વિરહીવત વ્યાકુળ થયા, કરે વિલાપ વિશેષ ॥ ૨૦૮
પ્હાડ ઝાડ વનપ્રાંણિને, જન અજાંણની જેમ ॥
સમાચાર સીતા તણા, વન વન પૂછે એમ ॥ ૨૦૯
સ્થિતિ નિરખી શ્રીરામની, કરે અનુજ કલ્પાન્ત ॥
પ્રગટિ પ્રેમ પ્રભુએ કર્યા, સૌમિત્રને સશાન્ત ॥ ૨૧૦
નિર્મળ દુનિયાદારિનો, દિવ્ય ભાવ દામ્પત્ય ॥
વિધિવત પ્રભુ વિજ્ઞાનિએ, સકળ દાખવ્યો સત્ય ॥ ૨૧૧
સંચરતાં પથ સીયની, શુધિ જટાયુથી જાંણિ ॥
આપી પ્રભુએ એહને, સદગતિ પાત્ર પિછાંણિ ॥ ૨૧૨
અસુર વિકટ મદમસ્ત અતિ, પછિ કબંધને મારિ ॥
સવરીને આશ્રમ પ્રભૂ, આવ્યા વિપિન વિહારિ ॥ ૨૧૩
મીઠાં વનફળ મેળવી, રહી નિરખતી રાહ ॥
સવરી પ્રભુની સેવિકા, સ્વાગત કર્યું સચાહ ॥ ૨૧૪
ભલી શવરિની ભક્તિથી, પ્રભુ ઉર થયા પ્રસન્ન ॥
નિયમિત નવધા ભક્તિનાં, વધ્યા સપ્રેમ વચન્ન ૨૧૫

શ્રવણ સુકિર્તન સ્મરણને, શુભ અરચન પદસેવ ॥
આત્મનિવેદન વંદના, દાસ્ય સખ્ય અતએવ ॥ ૨૧૬
એમાંથી એકજ કરે, આશ યથા નિજ શક્તિ ॥
તે પ્રિય મુજને શવરિ તું, સાધક સરવે ભક્તિ ॥ ૨૧૭
જે ગતિ કરતાં જત્ન પણ, યતિ વૃંદને અલભ્ય ॥
તે ગતિ સ્હેજે આજ થઇ, શવરી તને સલભ્ય ॥ ૨૧૮
હોય તને હે ભામિની, જનક સુતાની જાંણ ॥
તો મુજને બતલાવ તું, એ થળનું એંધાંણ ॥ ૨૧૯
થશે મિત્રતા આપને, સુગ્રિવથી સહપ્રેમ ॥
પ્રભૂ પધારો પંપસર, ઉચરી સવરી એમ ॥ ૨૨૦
કરી કૃતારથ શવરિને, રઘુવર થયા વિદાય ॥
ત્યાંથી પંપાસર તરફ, સુરમુનિને સુખદાય ॥ ૨૨૧
વિચર્યો દંડક વિપિનથી, દેવરિપૂ નભદેશ ॥
આવ્યો વિપિન અશોકમાં, લાવ્યો સિય લંકેશ ॥ ૨૦૨
રક્ષિત કરિ સિય રાવણે, વન અશોકમાં એમ ॥
સંપતિ સંપાદન થતાં, સૂમ સાચવે જેમ ॥ ૨૨૩
અસુરનાયકે આવિને, ભાવિજ્ઞાત ભરિ ગર્વ ॥
કહિ મંદોદરિને કથા, સિય લાવ્યાની સર્વ ॥ ૨૨૪

## મંદોદરીઉવાચ દોહરા

છળ કરિ લાવ્યા સીયને, સ્થળ વિલોકિ વળિ સુન્ય ॥
કહે સ્વામિને મયસુતા, પરવાર્યું નિજ પુન્ય ॥ ૨૨૫

રાણી રાજા રામની, એ ન કામની એમ ॥
ન વિશ્રામની ઠોકને, જુઓ જામની જેમ ॥ ૨૨૬
કામ ઘણું ખોટું કર્યું, હરિ લાવ્યા હરિનારિ ॥
કહો કંત શ્યા કારણે, સારી બુદ્ધિ વિસારિ ॥ ૨૨૭

## રાવણઉવાચ છપ્પય

અક્કલને ઉપયોગ, કામની મેં બહુ કીધો ॥
માન ન ઘેલો મ્હને, લ્હાવ લાખેંણો લીધો ॥
જીત્યા ચૌદે લોક, દંડ દુશ્મનને દીધા ॥
વાળિ દોરવત વળી, સ્હેજમાં કરિયા સીધા ॥
અવતારિ રામ એ આજકે, અન્ય કોઇ સામાન્ય જન ॥
એ ઓળખવા માટેજ આ, કૃત્ય કર્યું મેં જાંણિ મન ॥ ૨૨૮

## મંદોદરી ઉવાચ

સખા અને સેવકે, જતી સતિએ છે જાંણ્યા ॥
મેં પણ સાચે મન, પ્રભૂના પ્રભૂ પ્રમાંણ્યા ॥
કેમ કંતજી કહો, રામથી રહ્યા અજાંણ્યા ॥
પરિબ્રહ્મ એ પ્રગટ, આપ હૃદયે નવ આંણ્યા ॥
ઉદ્ધાર અહલ્યાને કર્યો, શિવનું ચાપ ચડાવિયું ॥
ખરદૂષણાદિ ખંખેરિયા, હજુ ન કેમ ઉઘડયું હિયું ॥ ૨૨૯

## રાવણ ઉવાચ

છે તૂં ઘેલી સાવ, જાત અબળા શૂં જાંણે ॥
સમજૂં છું ન શકાય, ભળી કેશરિને ભાંણે ॥

પણ સમર્થનું કામ, સ્વવશ કરવો કેશરિને ॥
સુભટ ડરે નહિં સહજ, નિરખિ બળવંતા અરિને ॥
જો હશે રામ અવતારિ તો, દૈવત નિજ દરશાવશે ॥
મેં સિંમા ઉલંઘી છે મહા, એથી એ અહિં આવશે ॥

## મંદોદરી ઉવાચ

અહિં જરૂર આવશે, એ ન સાધારણ માનવ ॥
સીતાપતિ છે સબળ, દક્ષ સમજો પતિ દાનવ ॥
સ્વામી હું કહું સત્ય, સઘ ત્યાં સનમુખ જઈને ॥
સોંપો સીતા શુદ્ધ, નમ્ર નિજ હૃદયે થઇને ॥
પરત્રિયા લાવવારૂપ નિજ, પાપ વૃક્ષને પોષિને ॥
નડશો ન નાથ નિશ્ચય કહું, નાહકના નિર્દોષિને ॥ ૨૩૧

## રાવણ ઉવાચ

હે વ્હાલી હું હવે, શત્રુ થઇ સનમુખ જાઉં ॥
તો રજમા વિણ રંક, સાવ દુર્બળજ ગણાઉં ॥
મુજ સમાન શ્રષ્ટિમાં, કોણ બીજો છે બળિયો ॥
શત્રુ કોઇ પણ હજૂ, સુધી મુજથી શું રળિયો ॥
દ્વિરદે દંતૂસળ કાઢિયા, તે પાછા પેસે નહીં ॥
હું ખબર લઇશ તેની હવે, ભલે રામ આવે અહીં ॥ ૨૩૨

## મંદોદરી ઉવાચ

અહિં આવ્યાની લેશ, હૃદય ચિન્તા નવ ધારૂં ॥
સ્વામી સૂચક અશુભ, આવિયું સ્વપ્ન અકારૂં ॥

આવ્યો કપિવર એક, વાટિકા સર્વ ઉજાડી ॥
અક્ષાયાદિ હણિ સુભટ, લ્હાય લંકમાં લગાડી ॥
રઘુવરે સેતુ રચિ સિંધુથી, જાણે કટક ઉતારિયું ॥
ને અસુરાધિપ સંયુક્ત સૌ, અસુર કટક સંહારિયું ॥ ૨૩૩

## રાવણ ઉવાચ

ત્રિયા કેમ તૂં ડરે, મુજ સમો તુજ શિર સ્વામી ॥
મહાબળી સુત મેઘ—નાદ જેવો જગ નામી ॥
કુંભકર્ણ સમ બંધુ, મહા બળવંતો મ્હારો ॥
કટક અસુર પણ કૈંક, પછી એ શું કરનારો ॥
વળિ માનવનું મગદૂર શૂં, દાનવને બળ દાખવે ॥
શૂં કરશે કપિકેરૂં કટક, આવી સનમુખ આહવે ॥ ૨૩૪

## દોહરા

રાજગૃહિણિએ રીતસર, કહિ પતિહિતની વાંણિ ॥
પણ લંકેશે ગર્વ વશ, અલ્પ ન હૃદયે આંણિ ॥ ૨૩૫
ગર્વ ન કરશો ગુણિજનો, ગુણમાં ભલો ન ગર્ત્ર ॥
સરળતાઈમાં સર્વદા, શોભે છે ગુણ સર્વ ॥ ૨૩૬
તજે સંગ અંગતજનો, ઘણો કર્યાથી ગર્વ ॥
કરે સંગ જન સરળનો, અનઅંગત જન સર્વ ॥ ૨૩૭
સહિત લક્ષમણ પંપસર, પ્રભુ આવ્યા સુરપાળ ॥
પૂછી સર્વ પથીકને, ભુમીસુતાની ભાળ ॥ ૨૩૮
શુધી ન મળતાં સીયની, આપ હૃદય અકળાઇ ॥
વધા વેગથી દ્રઢ વચન, લોચન ભરી લલાઇ ॥ ૨૩૯

### છપ્પય

કહે કોઈ આકાશ, જાઉઁ હું તો આકાશે ॥
કહે કોઇ પાતાળ, જાઉઁ પાતાળ નિવાસે ॥
કહે કોઈ જો ધરા, ધરા સૌ તો અવરોધું ॥
કહે કોઈ જો સિંધુ, સિંધુમાં તો જઈ શોધું ॥
જો શુધી ન પામું સીયની, સુણ લક્ષ્મણ સાચું કહું ॥
તો રામ નામ પલટાવિને, ધરૂં ન બાંણ ધનુષ્ય હું ॥ ૨૪૦

### પુનર્યથા

શૈલ સર્વ સંયુક્ત, આદ્ય અવની ઉથલાવું ॥
દિગ્ગજ સહ દિગપાળ, સઘ પાતાળ સુકાવું ॥
સોષું સાગર સપ્ત, ત્રણે ભુવનોને ટાળું ॥
તારાગણ સહ તર્ત, ધરા પર રવિ શશિ ઢાળું ॥
જો જાનકી ન લાવું હવે, સુણ લક્ષ્મણ સાચું કહું ॥
તો રામ નામ પલટાવિને, ધરૂં ન બાંણ ધનુષ્ય હુ ॥ ૨૪૧

### દોહરા

કહે અનુજ સુણિ રામના, ઓજ ગિરાના અર્થ ॥
જે ધારો તે કરિ શકો, સ્વામી આપ સમર્થ ॥ ૨૪૨
કર્મ કુશળ સદ્ધર્મ ધર, વ્હાલા શ્રી રઘુવીર ॥
ક્ષમ્ય સુબુદ્ધી રૂપ છો, ધરો ક્ષમા હે ધીર ॥ ૨૪૩
પ્રભૂ આપની પાસ હું, છું સેવક તૈયાર ॥
શોધી લાવું સીયને, આજ્ઞા કરો ઉદાર ॥ ૨૪૪

વાહ ! બંધુ કહિ વ્હાલથી, ધૈર્ય લાવિ સુખધામ ॥
ઋષ્યમૂક પર્વત નજીક, પ્રભુ પધાર્યા રામ ॥ ૨૪૫

સુગ્રિવના પ્રેર્યા થકા, એ અવસર હનમાંન ॥
આવીને સનમુખ ઉભા, બટૂ રૂપ બળવાન ॥ ૨૪૬

એ સુવેષવાળા યતી, દાયક જે સુખ દાંન ॥
કરો કૃપાદ્રષ્ટી કુશળ, મુજ પર શ્રીહનમાંન ॥ ૨૪૭

સંવત છયાસી ઓગણી, રામનવમિ મધુમાસ ॥
પુર્ણ તિર્થમય પ્રેમથી, વિરચ્યા ષટ આ વાસ ॥ ૨૪૮

આ શુભ ષટ તિર્થાશ્રમો, જોઇ જાણશે જેહ ॥
પરમ પામશે પુન્યફળ, ઉત્તમ વિધિનું એહ ॥ ૨૪૯

## અથશ્રી મહાવીર સુયશમાળા

### પ્રયોજન દોહરા

પર્મ હિતેચ્છુ છે પ્રગટ, બંધુ સ્નેહિ સંબંધિ ॥
પ્રભૂ પરત્વે પ્રેમની, સુખદ જેહની સંધિ ॥ ૧

કાર્ય કુશળ અર્થજ્ઞ શુભ, ચિત્ત વૃત્તિ ભલિ ચાલ ॥
કવિતા રસ રાગી હૃદય, લાલ તણો જે લાલ ॥ ૨

સુજ્ઞ એહ શિવલાલનો, પ્રેરિત કવિ જેસંગ ॥
ગુણમાળા બજરંગની, સરસ રચ્યું સઉમંગ ॥ ૩

તે પ્રવીણ પ્રેરક તણો, સુણિ શ્રદ્ધામય સ્વાલ ॥
આ પ્રબંધ આરંભતાં, વાધ્યું મુજને વ્હાલ ॥ ૪

## પ્રારંભ સર્વ મંગળ દોહરા

સ્મરણ કરી શ્રીરામના, નામતણું સહ નેહ ॥
કથું કેશરીનંદનો, જગ વિદીત જશ જેહ ॥ ૧

## છપ્પય

જગ વિદીત જશ જેહ, એહ ગાતાં સુખ આપે ॥
અષ્ટ પ્રહર ઉર ધર્યે, કષ્ટ કિંકરનાં કાપે ॥
શુદ્ધ પ્રેમ સમ્મપ્યો, જપ્યો જશ જેણે જેણે ॥
એ સમર્થથી લહ્યો, અર્થ સહુ એણે એણે ॥
પામ્યા તુળશી વૈરાગ પદ, સંચરતાં નિજ સાસરે ॥
પ્રભુનાં પ્રત્યક્ષ દર્શન થયાં, અંજનિસુતને આશરે ॥ ૨

## દોહરા

અંજનિસુતનો આશરો, જબરો છે જેસંગ ॥
હૃદય થકી એથી રટું, રામદૂત બજરંગ ॥ ૩

## છપ્પય

રામદૂત બજરંગ, અંગ વજ્જરનું આપે ॥
રામદૂત બજરંગ, રણંગણમાં પગ રોપે ॥
રામદૂત બજરંગ, જંગ જીતણ જશ જંગી ॥
રામદૂત બજરંગ, રંગ રાઘવ રસ રંગી ॥
શ્રીરામદૂત બજરંગ જે, ફંના કરણ ભવ ફંદને ॥
જેસંગ સ્નેહથી સર્વદા, નમું કેશરીનંદને ॥ ૪

## દોહરો

નમું કેહરીનંદને, દિવ્ય હરીનો દાસ ॥
માન હરી હરિને કર્યા, વદન દેહરી વાસ ॥ ૫

## છપ્પય

વદન દેહરી વાસ, હરીને કીધા હર્ષે ॥
પ્રાક્રમનું પરિપૂર, નૂર નેણુથી વર્ષે ॥
કનક ભૂધરાકાર, દિવ્ય કાયા નિજ દર્શે ॥
યતીપણામાં આધ, શ્રેષ્ટતા જેની સર્સે ॥
છે પવનપૂત મજબૂત જે, અદભુત શક્તિ અનંતને ॥
જેસંગ હાથ જોડી જપૂં, મહાવીર હનુમંતને ॥ ૬

## દોહરો

મહાવીર હનુમાનને, ઓજસ કેરે અંગ ॥
રોમ રોમ શોભી રહ્યો, રામ ભજનનો રંગ ॥ ૭

## છપ્પય

રામ ભજનનો રંગ, અંગ જેને અતિ ઓપે ॥
રામ કથા જ્યાં થાય, રસિક ત્યાં નિજ મન રોપે ॥
વ્યંતર પ્રેત પિશાચ, નામ જે લેતાં નાસે ॥
જેના ભયથી જબર, તામસી ભૂતો ત્રાસે ॥
અગણીત પ્રશંસા એહની, મહિમા જગત મહાનની ॥
ચિત ચાક ચડે અસુરો તણાં, હાક સુણી હનુમાનની ॥ ૮

## દોહરો

હાક સુણી હનુમાંનની, નાક લોક શંકાય ॥
જેની જબરી ધાકથી, રિપૂપાક કંપાય ॥ ૯

## છપ્પય

રિપૂપાક કંપાય, જેહની ધાક જબરથી ॥
અસુરો ત્રાસે એમ, ખચિત આગમન ખબરથી ॥
પેખ્યા પ્રભૂ પ્રતક્ષ, પંપસર વનમાં પોતે ॥
જડે નહીં જેહને, ગાંન કરિ મુનિગણ ગોતે ॥
છે કોઈ જાંણીં તપસી પ્રથમ, વિપ્ર બની આગળ ગયો ॥
કર જોડિ નાંમિ શિર કપિપતી, થિર રહિ ઉચ્ચરતો થયો ॥૧૦

## દોહરો

થિર રહિ ઉચ્ચરતો થયો, ઉભય બંધુને એમ ॥
કોંણ આપ કાનન વિષે, કહો ફરો છો કેમ ॥ ૧૧

## છપ્પય

કહો ફરો છો કેમ, કઠણ ક્ષિતિ કોમળ ચરણે ॥
વળિ કયાંના વસનાર, વારિધર ગૌર સુવરણે ॥
કષ્ટ સહો વન કેમ, સુકોમળ રમ્ય શરીરે ॥
ક્ષમાજન્ય સમ ક્ષત્રિ, દિસો છો વલ્કલ ચીરે ॥
શૂં તેજપુંજ તપસી યુગલ, ઝટા મુકુટ શિરધારિછો ॥
કે ધર્મ સ્થાપવા ધરણિપર, આપ કોઇ અવતારિ છો ॥ ૧૨

## દોહરો

આપ કોઇ દેવાંશિક, રાજવંશના રૂપ ॥
કે નર નારાયણ કહું, ઉરમાં વસ્યા અનૂપ ॥ ૧૩

## છપ્પય

ઉરમાં વસ્યા અનૂપ, સાંભળી એવું શ્રવણે ॥
પ્રભુ હસ્યા સહપ્રેમ, હર્ષ હૈયાને બમણે ॥
કુઁવર જેષ્ટ કાકુસ્થ, અવધપતિ ઉચર્યા એવું ॥
સદા થાય છે સર્વ, જગતમાં ભાવી જેવું ॥
આનંદમાંનિ પુરિ અવધથી, દેખિ દૈવના દાવને ॥
નૃપ દશરથના પુત્રો અમે, વચન વડે વિચર્યા વને ॥ ૧૪

## દોહરો

વચનવડે વિચર્યા વને, આજ વેષ ધરિ અંગ ॥
નામ રામ ને લક્ષમણ, સતિ પણ હતિ મુજ સંગ ॥ ૧૫

## છપ્પય

સંગ સતી પણ હતી, અનુચરી થઇ આવેલી ॥
કુળ મૃયાદની કુશળ, લ્હેર ઉર ભરિ લાવેલી ॥
સુતા જનકની શ્રેષ્ટ, નામ સીતા નિમેલું ॥
વદું હવે હું વિપ્ર, શોચનિય કાર્ય બનેલું ॥
એને ગુમાવિ આ વન વિષે, અને શોધ કરિએ અમે ॥
કહિ કથા હમારી પણ હવે, કથા તમ્હારિ કહો તમે ॥ ૧૬

## દોહરો

કથા તહ્માારિ કહો તમે, સુણિ કપિવર એ સ્વાલ ॥
અખિલેશ્વરને ઓળખી, નમી થયો તવ ન્યાલ ॥ ૧૭

છપ્પય

નમી થયો તવ ન્યાલ, બેઉ બંધૂને મળિયો ॥
મહાવીર સઉમંગ, દંડવત ચરણે ઢળિયો ॥
પુલકિ અંગ રોમાંચ, થયાં ઊભાં આનંદે ॥
પરખ્યો સાચો પ્રેમ, કપીશનો કરૂણાકંદે ॥
લીધો ઉઠાવિ ઉર રાઘવે, પવનપુત્રને પ્રેમથી ॥
પામ્યો પ્રતક્ષ દર્શન કપીશ, રઘુનંદનની રે'મથી ॥ ૧૮

દોહરો

રઘુનંદનની રે'મથી, થયો કૃતાર્થ કપીશ ॥
ધરી કંધ યુગ બંધુને, ગયો લેઇ ગિરિદીશ ॥ ૧૯

છપ્પય

ગયો લેઈ ગિરિદીશ, વસે સુગ્રિવ જ્યાં સુખથી ॥
મેળાવી મિત્રતા, મારુતી ઉચર્યો મુખથી ॥
અહિઁ મુજ સરખા અધિક, સાંભળો રાઘવ સ્વામી ॥
કરશે અનુચર કામ, પુર્ણ પ્રીતીને પામી ॥
હે નાથ હુકમ આપો હવે, સતિ સીતાને શોધવા ॥
મારુતી એમ કહિ મંડયો, સુગ્રીવને સંબોધવા ॥ ૨૦

દોહરો

સંબોધી સુગ્રીવને, કટક બાલુ કપિસંગ ॥
રઘુવર પ્રેરિત નીસર્યો, સુત સમીર સઉમંગ ॥ ૨૧

છપ્પય

સુતસમીર સઉમંગ, આવિ સાગરને આરે ॥
ધરિ દ્રઢતા નિજ હ્રદય, પ્હોંચવા ઓલ્યે પારે ॥

સો યોજનનો સિંધુ, ઉલંઘ્યો એક ઝપાટે ॥
થઇ નિશંક સંચર્યો, લંકગઢ કેરી વાટે ॥
ડુંગર કોટ ઓળંગતાં, ઉર જરિએ ન અંદેશિયો ॥
ધરિ લધૂ રૂપ હરિ સમરિને, પુરમાં પછી પ્રવેશિયો ॥ ૨૨

## દોહરો

પુર પ્રવેશિ નિશિ પેખિયાં, સકળ રાજગૃહ સઘ ॥
વૈદેહી ન વિલોકતાં, વધિ ચિન્તા અનવઘ ॥ ૨૩

## છપ્પય

વધિ ચિન્તા અનવઘ, મારુતી કેરા મનમાં ॥
ધરી ધીર સંચર્યો, ભવ્ય પછિ એક ભુવનમાં ॥
શોભિત ઠામે ઠામ, રામ નામેથી અંકિત ॥
વળિ કપિવરે વિશેષ, નિરખિયું હૃદય નિશંકિત ॥
વર વૃન્દ વૃન્દ વન્દા તણા, કુસુમિત કયારે શોભતું ॥
આનંદ ભર્યું રળિયામણું, હરિમંદિર પણ ત્યાં હતું ॥ ૨૪

## દોહરો

હરિમંદિરને નિરખિને, મારુતિના મન માંહિ ॥
વિવિધ હર્ષ વિસ્મય થયો, આ વિધિ કયાંથી આંહિ ॥ ૨૫

## છપ્પય

આ વિધિ કયાંથી આંહિ, પુન્ય ફળ આસપાસમાં ॥
સજ્જનતા શુદ્ધતા, નિશાચરના નિવાસમાં ॥
ત્યાં વિભિષણ તે વખત, ઝડપ નિન્દ્રાથી જાગ્યો ॥
રાત દિવસ જે રહે, રામને રસ અનુરાગ્યો ॥

છે દાસ કોઇ હરિનોજ એ, નિશ્ચય કરિ નિજ હૃદયથી ॥
કપિવરને નમન કરી કહ્યું, વિભિક્ષણે ત્યાં વિનયથી ॥ ૨૬

દોહરો

વિભિક્ષણે કહ્યું વિનયથી, કહો કોણ શું નામ ॥
યથા શક્તિ સેવા કરૂં, અહિં આવ્યા શં કામ ॥ ૨૭

છપ્પય

અહિઁ આવ્યા શૂં કામ, પૂછતાં પવનનંદને ॥
કહી યથારથ કથા, મોદયુત બની તનમને ॥
વિભિક્ષણે સુણિ વાત, બાતમી સરવે આપી ॥
પ્રેમે મારૂતિને, છાતિએ લીધો ચાંપી ॥
પછિ કહી વિપતિ સુણ પવનસુત, આ નિશિચરના નિકરથી ॥
નિવૃત થવાતું ઘડિએ નથી, ફસી જવાની ફિકરથી ॥ ૨૮

દોહરો

મારી ફિકર મટાડશે, ક્યારે કૌશલનાથ ॥
હે કપિવર ક્યારે કહો, કરશે મને સનાથ ॥ ૨૯

છપ્પય

કરશે મને સનાથ, કૃપા કરિ રાઘવ ક્યારે ॥
સુણી આર્ત એ શબ્દ, વધ્યો વનચરપતિ ત્યારે ॥
સુણ કથની કહું સત્ય, વિભૂ કેરી હે વિભિષણ ॥
ક્યાં હું કપિ મુજ ઉપર, પ્રેમથી કૃપા કરી પણ ॥
એ ક્ષમ્ય શૌમ્ય છબિને નથી, વરણ ફરણની ગણતરી ॥
છે ઓળખનારા દાસની, સદા ચાકરી આકરી ॥ ૩૦

## દોહરો

ચોખી ત્હારી ચાકરી, સમજીને શ્રીરામ ॥
સ્નેહથકી ત્હારૂં સહી, કરશે પૂરણ કામ ॥ ૩૧

## છપ્પય

કરશે પૂરણ કામ, એમ કહિ મહાવીરએ ॥
વિવિધ બની વાકેફ, સર્વદા સમરધીર એ ॥
આવ્યો વિપિન અશોક, ગુપ્ત રીતે ચઢિ વૃક્ષે ॥
સીતાનું સંકષ્ટ, સર્વ લીધું નિજ લક્ષે ॥
કલ્પાન્ત સમયમાં મુદ્રિકા, ફેંકી સિયની સનમુખે ॥
થઇ પ્રગટ વિનયથી નમન કરિ, દુખી થયો સિયના દુખે ॥ ૩૨

## દોહરો

વિપતિ જોઇ મારુતિ વધો, સુણો જાનકી માત ॥
કુશળ રામજી છે તમે, રહો કુશળ દિન રાત ॥ ૩૩

## છપ્પય

રહો કુશળ દિન રાત, મૈથિલી માતા મ્હારી ॥
કર્યા કરે કલ્પાન્ત, સદા આપને સઁભારી ॥
આપ સુખે છે સુખી, દુખી આપનાજ દુખથી ॥
સીતા સીતા સદા, વદે છે વ્યાકુળ મુખથી ॥
મુજ પિતા રામજીની મ્હને, યત્કિંચિત આજ્ઞા નથી ॥
નહિઁ તો ઘડીકમાં આપને, લેઈ જાત સંભાળથી ॥ ૩૪

## દોહરો

લેઈ જાત સંભાળથી, મહિજાના હે માત ॥
શી આજ્ઞા છે આપની ?, વદો હવે શુભ વાત ॥ ૩૫

## છપ્પય

વદો હવે શુભ વાત, પૂછતાં સીતા બોલ્યાં ॥
શ્રવણર ધ્રને પ્રીય, અમીસમ વેણ અમોલ્યાં ॥
સુણ વીરા શુરવીર, તૂં થયો મ્હારો ત્રાતા ॥
અને કુશળ કહિ રામ, દિવ્ય જીવનનો દાતા ॥
એ સર્વ ઠીક પણ જો હવે, જે થાવૂં તે તો થશે ॥
પણ બેઉ જનકજામાત એ, તુજ વિણ શૂં કરતા હશે ॥ ૩૬

## દોહરો

તુજ વિણ શું કરતા હશે, વળિ મુજ વિણ પતિ રામ ॥
હશે વિશેષે હિય વિકળ, સકળ ભુવનના શ્યામ ॥

## છપ્પય

સકળ ભુવનના શ્યામ, રામજી મ્હારા સ્વામી ॥
અને દિયર લક્ષમણ, યતી ચર્ણાંકુંદ યામી * ॥
એ કયારે આવશે, બેઉ બંધૂ તુજ સાથે ॥

---

* યતી ચર્ણાકુંદ યામી એટલે બ્રહ્મચર્ય વ્રત વાળા, નૂપૂરના શાક્ષીરૂપ, ( શ્રી સીતાજીએ આકાશ માર્ગેથી ફેંકેલો ચરણનો દાગીનો જેને ઝાંઝર કહિયે તે ઋષ્યમૂક પર્વત પર સુગ્રીવને વસ્ત્ર સહિત મળતાં તેણે શ્રી રામચંદ્રજી સમક્ષ રજૂ કર્યો હોય તે શ્રી લક્ષ્મણજીને ઓળખાવતાં કહ્યું કે—"ભૂષણે નૈવ જાનામિ નૈવ જાનામિ કુંડલે ॥ નૂપુરાણ્યેવ જાનામિ, નિત્યંપાદાભિવંનાત્" ॥ ૧ ' હે નાથ ! હું

સર કયારે છોડશે, વળી આ અસુરો માથે ॥
નિરખીશ સર્વએ નજરથી, થાવાનું જે જે થશે ॥
પણ ખાઓ મધુરફળ આ હવે, વીર ક્ષુધા વ્યાપી હશે ॥ ૩૮

### દોહરો

વીર ક્ષુધા વ્યાપી હશે, ચડ વૃક્ષે કરિ ચાહ ॥
અજબ શક્તિ તન આયતન, વાહ પવનસુત વાહ ॥ ૩૯

### છપ્પય

વાહ પવનસુત વાહ, ઉચરતાં ઉરવીજાએ ॥
ભરિ ફલંક કરિ હુંક, અસુરને કષ્ટ પ્રદાએ ॥
કરવા મંડયો ઉજડ, વાટિકા વન અશોકની ॥
ચડી કાળને ચક્ર, અની ત્યાં અસુરલોકની ॥
ઉતપાત જબર આરંભિયો, બજરંગે બહુ બળ કરી ॥
આસુર અશોક ઉદ્યાંનમાં, અક્ષયાદિ હણિયા અરી ॥ ૪૦

---

આ કુંડળાદિક ભૂષણોને નથી ઓળખતો, કેવળ આ નૂપુરોને ઓળખું છું કે–તે શ્રી સીતાજીનાં છે, કારણ કે હું હમેશાં તેમનાં ચરણ કમળમાં અભિવંદન કરતો હતો; ) અર્થાત શ્રી સીતાજીનાં સર્વાંગો પૈકી ફક્ત ચરણનોજ દાગીનો ઓળખ્યો હોઈ તેના શાક્ષી રૂપ બ્રહ્મચર્ય વૃત્તવાળા શ્રીલક્ષમણજી થયા હતા, ઇત્યાદી હકીકત શ્રીહનુમાનજીએ શ્રીસીતાજીને નિવેદન કરતાં શ્રી સીતાજીએ ઉપરોકત સંબોધન શ્રીલક્ષમણજી માટે વાપર્યું હોઈ શ્રી સીતાજીની પાછળ પાછળ ચાલનારા શ્રીલક્ષમણજી પૃથ્વી સામી દૃષ્ટી રાખતા હતા તેથી શ્રી સીતાજીનાં ચરણકમળોનેજ જોઈ શકતા હતા અને તેથીજ તેઓ ચરણનો દાગીનો ઓળખવા રૂપ શાક્ષીદાર કહેવાયા છે.

( બ્રહ્મચર્ય દિગ્દર્શન )

## દોહરો

અક્ષયાદિ હણિયા અરી, કરી અસૂરે ફૂક ॥
કાળરૂપ પ્રગટ્યું વિકટ, હનુમંતે કરિ હૂક ॥ ૪૧

## છપ્પય

હનુમંતે કરિ હૂક, વીરની હાક વગાડી ॥
પ્હોંચ્યો પુર પોકાર, અસુર અધિપતી અગાડી ॥
કવણ ઠોરથી કવણ, આવિયો અહિં કપિ એવો ॥
રીસ કરી રાવણે, કહ્યું એ બળિષ્ટ કેવો ॥
સુત જાઓ મેઘનાદાદિ સહુ, હે નિશિચર હણશો નહીં ॥
અતિ બંધેથી બાંધી અને, એને લઇ આવો અહીં ॥ ૪૨

## દોહરો

એને લઇ આવો અહીં, સુણિ દૂતોએ સાથ ॥
પામી આજ્ઞા પર્વર્યા, નમી ખમા કહિ નાથ ॥ ૪૩

## છપ્પય

નમી ખમા કહિ નાથ, દૂત સર્વે જયાં દોડયા ॥
ત્યાં અશોકવન વિષે, વૃક્ષના વૃંદ વખોડયા ॥
બની વિકટ બજરંગ, દૂત આવંતા દેખી ॥
રૂદ્રરૂપ વિકરાળ, વીરવર થયો વિશેખી ॥
કરવા કૃતવ્ય નિજ નાથનું, બંધાયો વિધિસર બળે ॥
લઇ સર્વ દૂતએ વીરને, આવ્યા દશમુખ આગળે ॥ ૪૪

## દોહરો

આવી દશમુખ અગ્ર નિજ, લઇ લપેટિ લંગૂર ॥
આસન કરિ બેઠો ઉપર, નિર્ભય કપિવર સૂર ॥ ૪૫

## છપ્પય

નિર્ભય કપિવર સૂર, બિરાજ્યો અસુર સભામાં ॥
પ્રભા વધારી પુર્ણ, પ્રગટ એ અધિક પ્રભામાં ॥
કહે અસુરનો કંત, અરે વાનર તું ક્યાંનો ॥
તુજને જંતૂ તુચ્છ, આવડો છે મદ શ્યાનો ॥
તેં કેમ હણ્યા સુત દૂત મુજ, નેક શંક ઉર ધરિ નહીં ॥
ભય કેમ ન જાણ્યો મો'તનો, દે જવાબ જલદી અહીં ॥ ૪૬

## દોહરો

દે જવાબ જલદી અહીં, અસુર કંત કહિ એમ ॥
કપિવર ઊપર કોપિયો, જ્વલન પ્રલયની જેમ ॥ ૪૭

## છપ્પય

જ્વલન પ્રલયની જેમ, કોપતાં ઉચર્યો કપિવર ॥
રે સુણ નિશિચર રાજ, વિભૂ જે છે વિશ્વંભર ॥
જેની શક્તિ અનંત, જેહ સર્વથી પહેલાં ॥
કોટિ કોટિ બ્રહ્મંડ, રોમ રોમેજ રહેલાં ॥
જે પ્રગટ થાય જુગ જુગ વિષે, તુજ સમનું બળ તોડવા ॥
તે તણો દૂત આવ્યો અહીં, હું તારૂં હિત જોડવા ॥ ૪૮

### દોહરો

હુ તારૂં હિત જોડવા, કહું સાચની કથ્થ ॥
સોંપ સ્નેહથી સીય તૂં, હરિને જોડી હથ્થ ॥ ૪૯

### છપ્પય

હરિને જોડી હાથ, માગ માફી પાતકની ॥
અને ખોઈ અભિમાન, વાત મેલી દે જકની ॥
નિશિચરના હે નાથ, કુશળ ઇચ્છે જો તારૂં ॥
હિતકર વાયક હાલ, માન સાચું તું મ્હારૂં ॥
જગદંબ જાણ છે જાનકી, જોગેશ્વરિ જગદિશ્વરી ॥
એવું ન ઉલટ સમજીશ તૂં, સાધારણ એ સુંદરી ॥ ૫૦

### દોહરો

સિય સાધારણ સુંદરી, ન સમજીશ દશભાલ ॥
તામસ તડપ્યો તોરથી, સુણિ કપિવરનો સ્વાલ ॥ ૫૧

### છપ્પય

સુણિ કપિવરના શબ્દ, રાય બોલ્યો તવ રાવણ ॥
જાણું છું હું જથા, મને તું શું સમજાવણ ॥
જ્ઞાન ગળિત ગુરૂ ગરૂવ, મળ્યો મુજને તું ક્યાનો ॥
બકવા તણો હીશાબ, હોય તું સમનો શ્યાનો ॥
રે હણો હણો સહુ રાક્ષસો, દુર કરો મુજ દીઠથી ॥
પણ કપિવર સનમુખ કોઇ પણ, નાવે નિશિચર નીંઠથી ॥ ૫૨

### દોહરો

નીંઠ નીંઠ પણ નિશિચરો, જાય ન કપિવર પાસ ॥
ઉર જાણ્યો છે આદ્યથી, પ્રાક્રમતણો પ્રકાશ ॥ ૫૩

છપ્પય

પ્રાક્રમ તણો પ્રકાશ, પડયો સહુ અસુર સભાપર ॥
તવ બોલ્યો મારુતી, કહું સાંભળ દશકંધર ॥
જેના ડરથી ડરે, પિત્રપતિ અને પુરંદર ॥
શ્યામ થકી સંગ્રામ, ન છાજે નાથ નિશાચર ॥
શ્રીરામ ચરાચર સ્વામિને, નમ કર જોડી નેહથી ॥
આ લોક અને પરલોકમાં, તારૂં હિત છે તેહથી ॥ ૫૪

દોહરો

તારૂં હિત છે તેહથી, હરિને જોડે હાથ ॥
એ સુણિ હણવા ઊઠિયો, નિશિચર કેરો નાથ ॥ ૫૫

છપ્પય

અનુજે નાથ ઉચારિ, નિતીથી વારી લીધો ॥
અંગ ભંગનો હુકમ, દંડ કરવા તવ દીધો ॥
વાનર તણી વિશેષ, પૂંછ પર પ્રિયતા જાંણી ॥
તેલે બોળી વસ્ત્ર, અસુરગણ આવ્યા આંણી ॥
તે વડે તુર્ત કપિવરતણું, લંગુર બધૂં લપેટિયું ॥
સળગાવિ આગ તે ઉપર ત્યાં, કપિશે રૂપ પલેટિયું ॥ ૫૬

દોહરો

પલટિ રૂપ કપિવર પછી, લાંબૂ કરિ લંગૂર ॥
અસુરાલય ઉજાડવા, કૂધો ગઢ કંગૂર ॥ ૫૭

છપ્પય

કૂદી ગઢ કંગૂર, આમથી તેમ ઉતડપે ॥

અસુર ભુવનને એમ, ઝડપ જ્વાળાની ઝડપે ॥
જાંણે લંકા નગર, પ્રલય કરવા નિજ જોતે ॥
પ્રગટ થયા પરિપુર્ણ, અગ્નિનારાયણ પોતે ॥
કપિવરે રંકના સદ્મ સમ, સળગાવી લંકા સહી ॥
પ્રભુ કૃપા થકી એ પ્રલયમાં, એક વિભિક્ષણનું નહીં ॥ ૫૮

દોહરો

એક વિભિક્ષણનું ભુવન, બચ્યું અગ્નિથી એમ ॥
બચ્ચ્યાં બચ્ચ્યાં બિલાવનાં, જુઓ અવામાં જેમ ॥ ૫૯

છપ્પય

જુઓ નિંભની જેમ, ભકતનું ભુવન ઉગાર્યું ॥
અસુર એ બચ્યા મૃત્યુ, રામ સર જે નિરધાર્યું ॥
હનવે હાહાકાર, અસુરપુરમાં ઉચરાંચ્યો ॥
ઠેરી ઠેરે ઠેર, કેર વળિ ત્યાં વરતાંચ્યો ॥
પછિ કુદી પડયો ઝટ સિંધુમાં, પૂંછ બુઝાવી પાંશરો ॥
શ્રમ ખોઇ ગયો ઉધાનમાં, નિર્ભય કપિવર સાંસરો ॥

દોહરો

નિર્ભય કપિવર સોંસરો, આવી સમિપ અશોક ॥
નમી જનકજાને કહે, સહજ ન કરશો શોક ॥ ૬૧

છપ્પય

સહજ ન કરશો શોક, પ્રભૂ સાનુજ પધારશે ॥
અલ્પ સમયમાં અહીં, અસુરગણને વિદારશે ॥
આપો આજ્ઞા મને, પંથ કરવા પ્રભુ પાસે ॥
અને કંઇક એંધાણિ, જેમ સોંપી આ દાસે ॥

સુણિ વચન એમ હનુમંતનાં, સોંપ્યો નિજ ચૂડામણી ॥
આગમન સ્વામિની આપજે, વ્હેલી મ્હને વધામણી ॥ ૬૨

દોહરો

વ્હેલી વીર વધામણી, બેઉ બંધુઓ કેરિ ॥
અહિઁ આવ્યાની આપજે, આશા ધરૂં અનેરિ ॥ ૬૩

છપ્પય

આશા ધરૂં અનેરિ, અનુજ સહ આવ્યા કેરી ॥
મુજ સ્વામી રામજી, વૃંદ નિશિચરના વેરી ॥
મનથી માળા જપૂં, પ્રાણ મ્હારા પ્રિયતમની ॥
ચિત છબિ ચિંતવું એહ, મૃયાદા પુરૂષોત્તમની ॥
જા વાતજાત જલદી હવે, કર પૂરણ મન કામના ॥
છે સદા ત્હારિ ફત્તેહ તેં, હૃદય ધર્યાં પદ રામના ॥ ૬૪

દોહરો

હૃદય ધર્યાં છે રામને, એવો અંજનિનંદ ॥
નમી સિયાને નીસર્યો, સમિપ રામ સાનંદ ॥ ૬૫

છપ્પય

સમિપ રામ સાનંદ, જવા ગતિ કરી ગગનમાં ॥
કરતો અતિ કૉળાટ, રીઝથી હૃદય મગનમાં ॥
ઉદધી ગયો ઉલંઘિ, ત્વરિત એકજ છલંકમાં ॥
વાયૂ વેગ વિશેષ, ફના કર શૈલ ફંકમાં ॥
જયાં હતા બિરાજ્યા રામ ત્યાં, સાનુજ રઘુકુળ તિલક જે ॥
તેમને નમી ચૂડામણી, અર્પ્યો શ્રી વાતાત્મજે ॥ ૬૬

### દોહરા

અરપ્યો શ્રી વાતાત્મજે, ચૂડામણી સપ્રેમ ॥
કહિ સીતાની રામને, જાંણી કથની જેમ ॥ ૬૭

### છપ્પય

જાંણી કથની જેમ, વાટિકા વન અશોકની ॥
અને દશાનન નગર, લંક આસૂર લોકની ॥
વિતી વિતાડી વાત, કહી કપિવરે રામને ॥
ખડાં થયાં રોમાન્ચ, જાંણી અદભૂત કામને ॥
હે પ્રીય ભાઇ મુજ ભરતસમ, તેં મુજ ઉપકારો કર્યા ॥
શૂં ઈષ્ટ કહે ત્હારૂં કરૂં, રઘુવર શ્રીમુખ ઉચ્ચર્યા ॥ ૬૮

### દોહરો

રઘુવર શ્રી મુખ ઉચ્ચર્યા, ધન્ય કપિશ્વર ધન્ય ॥
જગ્ત ભક્ત મુજ તુજ મુજબ, અન્ય ન કોઇ અનન્ય ॥ ૬૯

### છપ્પય

અન્ય ન કોઇ અનન્ય, ભક્ત તુજ સમ મુજ ભાવિક ॥
ઇષ્ટ વિરહ અર્ણવે, નેહ નૌકાનો નાવિક ॥
શઠ દ્રઢ મુજ સુવિચાર, સાનુકુળ સમીરનંદતું ॥
તટ વિનોદ દરશાવિ, થયો છે જગતવંદતું ॥
શ્રી ઉમાપતીના સમ સદા, જગ તારી જય બોલશે ॥
મુજ મુજબ જગ્તમાં ભક્તને, તુજ સેવા ફળ પ્રદ થશે ॥ ૭૦

### દોહરો

તુજ સેવા ફળપ્રદ થશે, વૃત વરદાય વિશેષ ॥
ગુણ ગાશે તારા સરવ, સુર નર મુનિવર શેષ ॥ ૭૧

## છપ્પય

સુર નર મુનિવર શેષ, સર્વ તારા ગુણ ગાશે ॥
લેવાથી તુજ નામ, જનોનાં વિઘનો જાશે ॥
પ્રતિમા તારી પર્મ, પુજયનિક પટૂ પૂજશે ॥
મુજ કિર્તન મહિમાસુ, સઘ તેથીજ સૂજશે ॥
તૂં એવો પ્રીય મુજને સદા, ઉર પ્રિય જેવો આ અનુજ ॥
બજરંગ રંગ છે રંગ નિજ, તેં રાખ્યો કેશરિતનુજ ॥ ૭૨

## દોહરા

કેહરિસુત કરિ ફૂક નિજ, હરિમુખ સુણિ ગુણ ગાન ॥
એ પ્રતાપ સહુ આપનો, હરખ્યા કહિ હનમાંન ॥ ૭૩

## છપ્પય

મહાવીર હનુમાન, જપૂં જેસંગ જેહને ॥
રોમ રોમ રમિ રહ્યા, અવધસરકાર એહને ॥
કમર કસી રઘુનાથ, અસુરપતિના પર જયારે ॥
સેતુ રચી ચમુ સહિત, તડપિ સાગર પર ત્યારે ॥
પ્હોંચિયા પરાકૃમ પુર્ણથી, સામે તટ રાઘવ સહિત ॥
આવી પ્હોંચ્યું જાણે ઇતો, અસુરોનું થાવું અહિત ॥

## દોહરો

અહિત ઇતર અસુરો તણું, પ્હોંચ્યું અસુરાં પૂર ॥
પ્રગટ થયા મારુતિ પ્રબળ, સેનાપતિ કપિસૂર ॥ ૭૫

## છપ્પય

સેનાપતિ કપિસૂર, ત્રાસ દાયક અસૂરમાં ॥

દશમુખ કેરા દૂત, લપેટી લઇ લઁગૂરમાં ॥
પટકનાર પવિકાય, સઘ વળિ એક સાથમાં ॥
એમજ લઇ અન્યને, મસળત્રા હાથ બાથમાં ॥
કપિ ભાલુ કટક ઉચરે પ્રથમ, જય જયાં સીતારામની ॥
ત્યાં થાય ધ્વની બીજી વખત, જય જય શ્રીહનુમાનની ॥ ૭૬

## દોહરા

સ્વામિ સંગ સેવક તણી, જય જય ધ્વનિ ઉચરાય ॥
ત્રેતાથી તે કથનિ તો, મારુતિનીજ મનાય ॥ ૭૭

## છપ્પય

મારુતિનીજ મનાય, હાક રામની હામથી ॥
કંપે ગણ ક્રવ્યાદ, લંકમાં એહ નામથી ॥
આરંભ્યો ઉતપાત, અસુરપુર ઉજ્જડ કરવા ॥
ઓૈજસ અસુરોતણું, હિમ્મતે મંડયો હરવા ॥
લડતાં રણ જયારે લક્ષમણ, થંભી મુર્છગત થયા ॥
ત્યાં સમિપ રામ આયસ થતાં, સહસા મારુતસુત ગયા ॥

## દોહરા

સહસા મારુતસુત ગયા, સ્થિત જ્યાં સાનુજ રામ ॥
કહ્યું વિનયથી જોડિ કર, શી આજ્ઞા છે શ્યામ ॥ ૭૯

## છપ્પય

શી આજ્ઞા છે શ્યામ, સાંભળીને કહ્યું રામે ॥
કપિવર કરો ઉપાય, બંધુ મુજ બચવા પામે ॥

જાઓ વૈદ્ય ગૃહ વીર, ઔષધી એ જે આપે ॥
તુર્ત લક્ષમણ તણું, કષ્ટ મુચ્છીનું કાપે ॥
સુણિ કાપવર ઉચકી લાવિયા, સુષેણને ગૃહ સહ ત્યહાં ॥
બંધૂવિયોગ શોકસ્થ બહુ, છે રઘુવર વ્યાકુળ જયહાં ॥ ૮૦

દોહરો

કહ્યું સજીવનિ લાવવા, દેખી વ્યાકુળ રામ ॥
સુણિએ વચન સુષેણનું, હનુમંતે ભરિ હામ ॥ ૮૧

છપ્પય

હનુમંતે ભરિ હામ, કામ એ કરવા કેરી ॥
પૂરણ આપ પ્રતાપ, અંગ મુજ શક્તિ અનેરી ॥
પળમાં કુંભ પ્રમાંણ, દ્રૌણ ગિરિ કર પર લાવું ॥
હે શ્રી રઘુવર હાલ, વિપુળ અમૃત વરષાવું ॥
એ અમર ઔષધી જ્યાં સુધી, આવું હું લઇને અહીં ॥
સુત સમીર ઉચ્ચર્યા ત્યાં સુધી, દિવસ ઉગવા દઉં નહીં ॥

દોહરો

દિવસ ઉગવા દઉં નહીં, કહિ દ્રઢ ખેંચી રેખ ॥
વાત થકી પણ કરિ ગતી, વાતાત્મજે વિશેખ ॥ ૮૩

છપ્પય

વાતાત્મજે વિશેષ, ગતી કરિ મધ્ય ગગનમાં ॥
કરવા સ્વામી કાજ, મહદ નિશ્ચયતા મનમાં ॥
જઈ પ્હોંચ્યા ગિરિ દ્રોણ, ઔષધી નવ ઓળખતે ॥
ઉચકયો અચળ અખીલ, આવિયા એંણી વખતે ॥

લઇ અસુર વૈદ્ય એ ઔષધી, લક્ષ્મણના મુખમાં ધરી ॥
જય સિયારામ હનુમાનની, કપિ સેનાએ ઉચ્ચરી ॥ ૮૪

### દોહરો

ઉચરી જયધ્વનિ એ સમય, અસુર વૈદ્ય ગૃહ યુક્ત ॥
કર્યા યથાસ્થિત કપિવરે, મંડળ કપિથી મુક્ત ॥ ૮૫

### છપ્પય

મંડળ કપિથી મુક્ત, થતાં સ્નેહે સનમાન્યા ॥
પામ્યા સિદ્ધી પરમ, મહા વસુનિધિ મનમાન્યા ॥
થયા કૃતાર્થ સુષેણ, દાનિ રામની દયાથી ॥
અને પર્મ આનંદિ, કાર્ય માંગળિક થયાથી ॥
રઘુવર પ્રતાપથી કપિવરે, જંગલમાં મંગળ ભર્યું ॥
નિજ ધર્મ અર્થ પ્રભુદર્શ સહ, કાર્ય સુષેણ તણું સર્યું ॥ ૮૬

### દોહરો

કાર્ય સુષેણ તણું સર્યું, મળતાં શ્રી હનુમાન ॥
આ જુગમાં પણ કપિવરે, કર્યા કૈ'ક ધનવાન ॥ ૮૭

### છપ્પય

કર્યા કૈ'ક ધનવાન, શરૂથી આજ સુધીમાં ॥
તુષ્ટ થયા છે તુર્ત, ભક્તને નવે નિધીમાં ॥
પામ્યા જે વરદાન, માત શ્રી સીતા મુખથી ॥
અષ્ટ સિદ્ધિ નવ નિદ્ધિ, દાય સેવકને સુખથી ॥
કપિ જુથ્થે જુથ્થ વરૂથ્થની, સ્વામિ કાર્ય સારૂ સજી ॥
ઉદ્ધાર કરણ દ્રોણાદ્રિના, એવા શ્રી હનુમાનજી ॥ ૮૮

## દોહરા

એવા શ્રી હનુમાનજી, શોભે રઘુવર સંગ ॥
રૂદ્રમુર્તિ મદ મત્ત રસ, આહવ મધ્ય અભંગ ॥ ૮૯

## છપ્પય

આહવ મધ્ય અભંગ, વીર કપિવર રણવંકો ॥
ભરિ ફલંક કરિ હંક, નિશાચર હણે નિશંકો ॥
લુંથ પુંથ લડથડે, લોહિયાળી અતિ લોથ્યો ॥
અંજનિનંદ એમ, પાથરી જાંણે પોથ્યો ॥
પર્વતાકારનાં પુદગળો, પટકિ પટકિને પાડિયાં ॥
અસુરો માટે રણમાં રહી, યમનાં દ્વાર ઉઘાડિયાં ॥ ૯૦

## દોહરા

યમનાં દ્વાર ઉઘાડિયાં, કૃપ્યાદોને કાજ ॥
પ્રભુ ઇચ્છાથી કપિવરે, સજી યુદ્ધનો સાજ ॥ ૯૧

## છપ્પય

સજી યુદ્ધનો સાજ, બાજ તેતરને ઝપટે ॥
બની વિકટ બજરંગ, તેમ લંગુરથી લપટે ॥
ભભકિ ભભકિ ભરિ બાથ, દાનવોને ઝટ દપટે ॥
કલહ તણું તે કામ, યુક્તિ અનુક્રમથી અપટે ॥
રઘુનાયકના સાયક સમો, ધરિ હિમ્મત આગળ ધસે ॥
કપિવર અસૂરના કટકને, ભેદ્યા સિવાય નવ ખસે ॥ ૯૨

## દોહરા

ભેદ્યા સિવાય નવ ખસે, અસુર કટકને એમ ॥
મહાવીર રણધીર એ, પવિ પહાડને જેમ ॥ ૯૩

## છપ્પય

પવિ પહાડને જેમ, જોત જોતામાં ઝટકે ॥
કટક અસુર કુંઠીત, કર્યું વાનરના કટકે ॥
જેમ કોઇ અણપક્વ, કુંભ પથ્થર પર પટકે ॥
એમ તુંડ આસુરાં, ફેફરાં ફટ ફટ ફટકે ॥
બજરંગ જંગ બ્હાદૂર બહુ, બનિ રણમત્તો બાટકે ॥
ઘન ઘોર શોર જાણે ગગન, કડકડાટ ઘન કાટકે ॥ ૯૪

## દોહરા

કડ કડાટ ઘન કાટકે, સંભળાય રણ શોર ॥
પડયા ગડંબાપેચ થઇ, થટ્ટ અસુર એ ઠોર ॥ ૯૫

## છપ્પય

થટ્ટ અસુરને ઠોર, જોર કપિદળનું ઝાંખી ॥
મેઘનાદ માયાવિ, નાગપાસાને નાંખી ॥
સહિત રામ સૌમિત્ર, કટક કપિકેરૂં ઘેર્યું ॥
વૈનતેય લાવવા, કપિશને પ્રભુએ પ્રેર્યું ॥
પ્રભુ પ્રેરિત પુત્ર પવનતણા, સહસા તે થળ સંચર્યા ॥
પ્રભુની આજ્ઞાને પામતાં, પક્ષીપતિ ઝટ પરવર્યા ॥ ૯૬

## દોહરા

પક્ષીપતિ ઝટ પરવર્યા, સમિરનંદની સાથ ॥
પળમાં આવી અસુરપુર, નિરખ્યા શ્રીરઘુનાથ ॥ ૯૭

## છપ્પય

નિરખ્યા શ્રી રઘુનાથ, ગરૂડે રણુ રમેલા ॥
સહ કપિ દળ સૌમિત્ર, નાગપાસે નોંધિલા ॥
નાઠા સરવે નાગ, નિરખિ પક્ષી નાયકને ॥
નમ્યા પક્ષિના નાથ, દયાનિધિ સુખદાયકને ॥
અદભૂત પરાક્રમ સર્વ એ, પ્રભુના પર્મ પ્રતાપનું ॥
આપે વડાઇ આશ્રીતને, એ વડપણ છે આપનું ॥ ૯૮

## દોહરો

એ વડપણ છે આપનું, પ્રભુ આપે પ્રભુતાઇ ॥
દયાનિધી નિજ દાસથી, જાંણે નહીં જુદાઇ ॥ ૯૯

## છપ્પય

જાણે નહીં જુદાઇ, કૃપાનિધિ નિજ કિંકરથી ॥
એ સમાનની આધ, અચના વરિ કપિવરથી ॥
માટે શ્રી હનુમાન, સ્નેહથી જપું સર્વદા ॥
અષ્ટ સિદ્ધિ નવ નિદ્ધિ, એહ વસુ અર્વ ખર્વદા ॥
દાનેશ્વર સુખદાયક સદા, એ જે જનના ઇષ્ટ છે ॥
તે જનને તેઓ તર્કથી, મળે સુફળ બહુ મિષ્ટ છે ॥ ૧૦૦

## દોહરા

મળે સુફળ વસુ મિષ્ટ બહુ, ટળે ત્રિવિધ તન તાપ ॥
વળે વેળ મારુતિ વધે, ઢળે ધાંન મન ધાપ ॥ ૧૦૧

## છપ્પય

ઢળે ધાંન મન ધાપ, આયતન આપ તણે અતિ ॥
સંપતિ વાધે સવ, વિશ્વપતિ રાઘવની વતિ ॥
વળી વિવિધ વિસ્તરિત, થાય માનવની સદમતિ ॥
રામભક્તનું નામ, જપ્યે હનુમાન મહા જતિ ॥
વ્યંકટ વ્યંકટનું વ્હાલથી, વદે વેંણ જે જન મુખે ॥
શ્રી વ્યંકટેશ કરુણા વડે, સદા રહે તે જન સુખે ॥ ૧૦૨

## દોહરા

સદા રહે તે જન સુખે, અને લહે આનંદ ॥
જપ્યા કરે જે જન સુમન, જતિ મારુતિ જગવંદ ॥ ૧૦૩

## છપ્પય

જતિ મારુતિ જગવંદ, અહીરાવણ ઉથ્થાપણ ॥
જતિ મારુતિ જગવંદ,પનો'તી પદતળ ચાંપણ ॥
જતિ મારુતિ જગવંદ, રામ સૌમિત્ર રિઝાવણ ॥
જતિ મારુતિ જગવંદ, ઉભયને કંધ ઉઠાવણ ॥
છે જગતવંદ મારૂતિજતી, કાર્ય દેવનાં પણ કરણ ॥
જેસંગ સર્વદા જેહને, આધિન પ્રભુ અભરાભરણ ॥ ૧૦૪

## દોહરો

આધિન પ્રભુ અભરાભરણ, જેને સદા જણાય ॥
બહુધા જગના બોલથી, એની જય ઉચરાય ॥ ૧૦૫

## છપ્પય

નમઃ જયતિ હનુમાન, જ્ઞાનવંતા ગુણસાગર ॥
નમઃ જયતિ હનુમાન, નિધી સમૃધિ નિપુણાગર ॥
નમઃ જયતિ હનુમાન, કુશળ ત્રિધા સુકળામાં ॥
નમઃ જયતિ હનુમાન, સુજશવ્રત જગ સઘળામાં ॥
જય નમઃ જયતિ હનુમાન જય, ધ્વજા વજ્ર પાણી ધવલ ॥
રતિ શોભે ભાલ વિશાળમાં, ઓજસની હુદે અવલ ॥ ૧૦૬

## દોહરો

ઓજસની હુદે અવલ, લાલી લસે લલાટ ॥
વજ્ર કચ્છ વાળેલ છે, વપૂ લાલ વૈરાટ ॥ ૧૦૭

## છપ્પય

વપૂ લાલ વૈરાટ, દાટ વાળણ દાંનવનું ॥
શુભ કરનાર સદૈવ, મંજુ છબિ નિજ માનવનું ॥
નાગદેવ મુનિ નિકર, ગાય જેના સદગુણ ગણ ॥
વિરદ જેહનું વિદિત, વંદનીય વંશ વિભૂષણ ॥
જેસંગ નમું કર જોડિને, ઉર વ્યંકટ આનંદદા ॥
જુગ ચારેથી મહિમા જગત, સંકટમોચનની સદા ॥ ૧૦૮

## દોહરો

સદા કરો કલ્યાંણ શ્રી, રમ્ય મુર્તિ બજરંગ ॥
ઉચર્યા સદગુણ આપના, સ્નેહ સહિત જેસંગ ॥ ૧૦૯

## મહત્વાદિ દોહરા

શિશુ વચના ક્ષરસુત્રનો, જવર મુક્તાઝર જોઈ ॥
મહાવીરના ગુણ મહીં, પૂરણ વૃત્તી પ્રોઈ ॥ ૧
સંકટમોચન સમરતાં, અસ્ત્યું દર્દ અસાધ્ય ॥
મુજ મન માન્યું એમછે, પામ્યો દ્રવ્ય પરાધ્ય ॥ ૨
ભણશે સુણશે ભાવથી, આ પ્રબંધ જેસંગ ॥
તે જન ઊપર રીઝશે, રામ સહિત બજરંગ ॥ ૩
સંવત ઓગણિ સો અને, એંશી ઊપર ચાર ॥
પુર્ણમાસ પુરુષોત્તમે, થઇ માળા તૈયાર ॥ ૪

---

## અથશ્રી મહાવીર મોજમુક્તાવળી

### દોહરો

આદ્ય અવધપતિ રામનું, જપું નામ જેસંગ ॥
લ્હેર પ્રભંજનલાલની, રચવા રૂડે રંગ ॥ ૧
મહાવીર જશમાળનો, પુર્વે લખ્યો પ્રબંધ ॥
તેમાં રામાયણ તણો, સંચિત સાર સબંધ ॥ ૨
એ પછિ આ સારાંશનું, નિર્મિત જે શુભ નામ ॥
લખું એહના નામની, લીલા લ્હેર લલામ ॥ ૩
સેનાપતિ હનુમાનસહ, પ્રભુએ રચ્યો પ્રબંધ ॥
હણવા અરિ નિજ હિમ્મતે, કલહ વિષે દશકંધ ॥ ૪

વીર શિરોમણિ રઘુવરે, પ્રગટિ રૌદ્ર રસરૂપ ॥
રાવણને હણિ રણ વિષે, આપી સુગતિ અનૂપ ॥ ૫
સેવાથકી પ્રસન્ન થઈ, કર્યું પ્રશંશિત કાજ ॥
વિભિષણને લંકાતણું, આપ્યું અવિચળ રાજ ॥ ૬
કહ્યું પછી કપિરાજને, જાઓ સઘ ઉદ્યાંન ॥
કુશળ જાનકીને કહો, હે મુજ પ્રિય હનમાંન ॥ ૭
લઈ આજ્ઞા રઘુલાલની, હનુંમાન સહુલાસ ॥
કુશળ આપવા કારણે, પ્હોંચ્યા સીતા પાસ ॥ ૮

છપ્પય

લીધાં વત્સ સમ લેખિ, ઉર્વિજાએ ઉવારણાં ॥
નૂતન આનંદનાં, બેઉ મન ખુલ્યાં બારણાં
ઉચર્યા અંજનિનંદ, જનનિ હે જનકનંદની ॥
સહિત અનુજ છે સદા, કુશળતા જગતવંદની ॥
રિપુ રાવણ રણ મદમત્તને, રોળ્યો છે શ્રીરાઘવે ॥
સાનંદે અવધ સિધારશે, આપ સહિત પ્રભુજી હવે ॥ ૯

દોહરો

રણ રાવણને રોળિયો, સાનુજ રઘુવર ક્ષેમ ॥
કપિવરનું એ સુણિ કથન, ઉચરિ ઉર્વિજા એમ ॥ ૧૦

છપ્પય

હે વીરા હનુમાન, દિવ્ય અનુપમ સુખદાઇ ॥
આપી મને અમુલ્ય, વિપુળ આનંદ વધાઇ ॥
તે સાટે હું તને, આજ વસ્તૂ કઇ આપૂં ॥

બોલ બોલ બજરંગ, છાપ અવિચળ જગ છાપૂં ॥
અનહદ ભલાઈ તારી અહા, મુજ પ્રત્યે છે મારુતી ॥
માગી લે મન ઈચ્છા મુજબ, રામદૂત સુત સમ યતી ॥ ૧૧

દોહરો

સુણી વચન સીતાતણાં, મહા યતી હનુમાન ॥
રોમાંચિત થઇ રીઝથી, ઉચર્યા ગિરા અમાન ॥ ૧૨

છપ્પય

માતા હે મૈથિલી, દાસજનની છો દાતા ॥
કેવળ પર્મ કૃપાળુ, તુંજ આશ્રિતની ત્રાતા ॥
સતી રામની શક્તિ, ભવ્ય છો ભીડભંજની ॥
ગર્વ દૈત્ય ગંજની, નમું તુજને નિરંજની ॥
કૈવલ્ય દાય હિત કારિણી, સમ પ્રભંજની અંજની ॥
શ્રીરામ સહિત તુજ નામ હું, રટું સુજન મનરંજની ॥ ૧૩

દોહરા

સુણિ વિનતી સુત સમીરની, વદ્યાં સીય એ વિદ્ધ ॥
પુત્ર થાઓ પ્રખ્યાત જગ, શુદ્ધ બુદ્ધ કપિ સિદ્ધ ॥ ૧૪
રામભક્તિ રસ રંગથી, રંગ્યો રહે રસીક ॥
અચળ રહો તુજ અંગની, લોક ચૌદમાં લીક ॥ ૧૫
હરિજનનું દુખ હઠવવા, શક્તી રહો સદાય
વિપત વિમોચન તુજ વિષે, પર્મ વિનોદ પ્રદાય ॥ ૧૬
તુજ તન પર મારૂતસુત, નવૂં નવૂં નિત નૂર ॥
ચડયું રહો પ્રભુ ચાહનું, સ્નેહ વર્ણ સિંદૂર ॥ ૧૭

તૂં જે જન પર રીઝશે, તે જન પર સહુ તેજ ॥
રઘુનાયક પણ રીઝશે, આશિષ આપું એજ ॥ ૧૮
કપિવર શિર્ષ્યાવંધ કરિ, સિયનો આશિર્વાદ ॥
રામ સમિપ આવી કર્યો, નવિન મોદનો નાદ ॥ ૧૯

છપ્પય

સીય ખબર સાંભળી, મારુતી કેરા મુખથી ॥
કુશળ મિષ્ટ સ્વાદિષ્ટ, પિયુખને ચંદ્રમયુખથી ॥
ઉચર્યા રઘુવર એમ, વિમળ આનંદિત વદને ॥
હે મારુતિ સૌમિત્ર, લઈ વિભિષણ અંગદને ॥
ઈત્યાદિ જાઓ ઉદ્યાનમાં, હવે વાર કરશો નહીં ॥
સવિવેકે પથ સંભાળથી, સીતાને લાવો અહીં ॥ ૨૦

દોહરા

આવી ઝટ ઉદ્યાનમાં, અંગદાદિ હનમાન ॥
વિદિત કર્યું રઘુવર વચન, સિયને સહુ સનમાન ॥ ૨૧
નિશિચરિઓ ત્યાં હતિ નિપુણ, સેવામાં સિય સંગ
જાનકિને ઝીલાવિને, પ્હેરાવ્યાં પટ અંગ ॥ ૨૨
અનુપમ છબિથી ઓપતાં, સીતા સાલંકાર ॥
શિબિકા મધ્ય બિરાજીયાં, યુત આનંદ અપાર ॥ ૨૩

છપ્પય

વિવિધ નોબત્યો વાદ્ય, વિજય કેરાં ત્યાં વાજે ॥
નાદ કૂહુ કપિ નિકર, ગગનમંડળ બહુ ગાજે ॥
એ સમૂહ સંયુક્ત, પ્રભૂ રઘુવરની પાસે ॥

સતિ શિરોમણી સીય, પધાર્યાં પર્મ હુલાસે ॥
રઘુવરે ઈશારા માત્રથી, ધ્યાન વિશેષ ધરાવિયું ॥
વૃતાન્ત પુર્વ પાવક તણું, સિયને સ્મરણ કરાવિયું ॥ ૨૪

દોહરો

સાંન ગ્રૃહી સ્વામી તણી, મૈથિલિ છાયા માત્ર ॥
સ્વેચ્છાએ સૌમિત્રથી, પામિ અગ્નિનું પાત્ર ॥ ૨૫

છપ્પય

અનળકુંડમાં આદ્ય, પ્રમાંણે શક્તી પોતે ॥
સુખે પ્રવેશ્યાં સદ્ય, જુથ્થ જન જોતે જોતે ॥
ભભકિ કુંડથી ભવ્ય, જ્વાળ આકાશે જાગી ॥
ભાળીને કપિ ભાલુ, વાહની છેટે ભાગી ॥
ઝીલ્યાં હુતાસની જ્વાળથી, સીતા સતી શિરોમણી ॥
પછિ પુર્વ રૂપ પ્રગટ્યું પરમ, વધિ મહિમા મહિપર ઘણી ॥

દોહરા

પૂજ્યા સીતાએ પ્રભૂ, પત્ની ધર્મ પ્રમાંણુ ॥
સનમાન્યાં સીતા સતી, પ્રભુએ સમ નિજ પ્રાંણ ॥ ૨૭
રઘુવર પ્રેરિત તે વખત, આવ્યું પુષ્પક યાંન ॥
સુખથી અવધ સિધારવા, પ્રભુએ કર્યું પ્રસ્તાંન ॥ ૨૮
સેતુબંધ રામેશ્વરે, પ્રભૂ પધાર્યા રામ ॥
શ્રી શંકરને સ્નેહ સહ, પ્રભુએ કર્યા પ્રણામ ॥ ૨૯
પછિ ત્યાંથી પંપાસરે, વિચર્યા શ્રી રઘુવીર ॥
પુર્વ વિપતિ સિયને કહી, ધર્મ ધુરંધર ધીર ॥ ૩૦

રૂષિ મુનિ કેરા આશ્રમો, વિલોકતા રઘુવીર
સાનુજ સિય સહ આવિયા, પ્રાગ ત્રિવેણી તીર ॥ ૩૧
ત્યાં પ્રભુએ મંજન કરી, દઇ સુપાત્રને દાન ॥
અવધ કુશળતા આપવા, હલકાર્યા હનુમાન ॥ ૩૨

છપ્પય

મહાવીર હનુમાન, ઉમળકાથી ઝટ આવ્યા ॥
કુશળ રામનું કહી, ભરતજીને મન ભાવ્યા ॥
ભાવ થકી ભેટતાં, ઉરતણા અધિક ઉઠાવે ॥
કહ્યું કપિવરને એમ, ભરતજીએ સદ ભાવે ॥
આગમન રામનું જણવવા, ભાઇ ભલે તું આવિયો ॥
બંધૂ વિયોગના સિંધુથી, બૂડત વીર બચાવિયો ॥ ૩૩

દોહરો

પ્રભૂ પધાર્યાની પરમ, વિનોદ દાય વધાઇ ॥
પ્રસરિ અવધપુરમાં પ્રગટ, સઘ મહા સુખદાઇ ॥ ૩૪
રાજદ્વાર સહ નગરમાં, ઉછળિ રહ્યો આનંદ
ઉત્સુક પ્રભુ અવલોકવા, પ્રેમાતુર જન વૃંદ ॥ ૩૫
સામૈયાની સાજવટ, સજી શત્રુઘ્ન તમામ ॥
કૌશલ્યાદિ ઉતાવળાં, થાય નિરખવા રામ ॥ ૩૬
ધામધૂમ એ દેખિને, શ્રીહનુમાન સયાંણ ॥
પછી પ્રભૂ પાસે કર્યું, પોતે વેગ પ્રયાંણ ॥ ૩૭

છપ્પય

કહ્યું અવધનું કુશળ, વાયુનંદે રઘુવરને ॥

પ્રભુ ગવન્યા આનંદ, આપવા અવધ નગરને ॥
અલ્પ સમયમાં અવધ, નગર આવ્યા રઘુનંદન ॥
સહુ સામૈયે ભરત, ભેટિયા વિભુ જગવંદન ॥
આનંદ મગન શ્રી અવધપતિ, ભેટિ સર્વ મન ભાવિયા ॥
ભરિ કનક થાળ મુક્તા થકી, અવધ સુજને વધાવિયા ॥ ૩૮

## દોહરો

ભાવ જાંણિ બહુ ભરતને, ઉચર્યા રઘુવર એમ ॥
આર્ય સજ્જનો ઉચરશે, પ્રીય બંધુ તુજ પ્રેમ ॥ ૩૯

શ્રી રઘુવર શત્રુઘ્નને, ચુંબન કરિ સહચાહ ॥
ભ્રાત્ર ભાવથી ઉચ્ચર્યા, વાહ બંધુ પ્રિય વાહ ॥ ૪૦

સાસૂઓને સ્નેહથી, વહુવારૂની વિદ્ધ ॥
વંદીને વૈદેહિએ, લાભ શુભાશિષ લિદ્ધ ॥ ૪૧

જનિતાઓને જોડિકર, નમ્યા સપ્રેમ પવિત્ર
શીષ ધરી આશીષ શુભ, રામ અને સૌમિત્ર ॥ ૪૨

## છપ્પય

ગ્રહિ આશિષ ગુરુ તણી, નમ્યા આનુજ રઘુનંદન ॥
સેવામાં સાનિધ્ય, સ્નેહ સહ ભરત શત્રુધન ॥
રઘુપતિ રાજ્યાસને, બિરાજ્યા રૂડી રીતે ॥
પુરજન તણા પ્રણામ, સ્વિકાર્યા પૂરણ પ્રીતે ॥
શિર ધરિ ગુરૂની આજ્ઞા સુધડ, રાધવેન્દ્ર શ્રીરામજી ॥
ઊભા છડિદાર હજૂરમાં, હાજર છે હનમાનજી ॥ ૪૩

## દોહરો

પવનનંદ પર પ્રેમની, મહદ થવાથી મ્હેર ॥
ચટક ભરી પ્રભુ ચિત્તમાં, લક્ષધણી ચઢિ લ્હેર ॥ ૪૪
મનપ્રસન્ન અવધેશ મુખ, ઉચર્યા સહ અનુરાગ ॥
પવન તનય મુજપ્રીય તું, માગ માગ વર માગ ॥ ૪૫
સુણિ પ્રવચન શ્રી રામનું, ઉચર્યાં કપિવર એમ ॥
રહો અચળ મુજ હૃદયમાં, પ્રભૂ આપનો પ્રેમ ॥ ૪૬

## છપ્પય

દયા કરો દેવેશ, દાન મુજને એ દેવા ॥
દાસ તણી દેહને, સ્નેહની સોંપો સેવા ॥
ઇષ્ટ એહ ફળ અમર, મિષ્ટ મન માન્યું માગું ॥
શરણે રહી સદાય, આપ ચરણે અનુરાગું ॥
ઈચ્છું પ્રસન્નતા આપની, રાઘવેન્દ્ર હે રામજી ॥
વળિ એમ ઉચ્ચર્યાં વિનયથી, હોંશીલા હનમાનજી ॥ ૪૭

## દોહરો

વાતજાત પ્રત્યે વધા, "એવમસ્તુ" અવધેશ ॥
મહિમા તુજ મહિમંડળે, વાધો વિમળ વિશેષ ॥ ૪૮
વળિ પ્રભુએ સુતવાતને, આપ્યું વચન ઉદાર ॥
રહો રસા પર રીઝથી, ચિરંજીવ જુગ ચાર ॥ ૪૯
પછી પ્રજા પ્રત્યે પ્રભૂ, અમી દ્રષ્ટિ કરિ એમ ॥
યથા વિધી આદર થવા, જુવે જનક સુત જેમ ॥ ૫૦
બંદીજન બિરદાવળી, વદે વિપ્ર આશીષ ॥

દે છે દ્રવ્ય અસંખ્ય ત્યાં, કુશળ કોશલાધીશ ॥ ૫૧
હનુંમાનને હસ્તકે, લાભ સુયશ લેવાય ॥
યાચક જનને વિધિ યથા, દાન વિવિધ દેવાય ॥ ૫૨
શુભ વિધિથી જ્યારે થયા, રાજ્યારોહણ રામ ॥
પર્મ હર્ષ ઉર પામિયા, ત્યારે લોક તમામ ॥ ૫૩
અરસ પરસ હળિમળિ રહે, જન સુરાજ નિતિ જોઇ ॥
પૂરણ રામ પ્રતાપથી, ખચિત વિષમતા ખોઇ ॥ ૫૪
સુખિ થાવા વરતે સદા, શ્રુતિ પંથે સહ પ્રેમ ॥
શંશય ભય વિણ સાચવે, વળિ વર્ણાશ્રમ નેમ ॥ ૫૫
મહાવીર હનમાન જ્યાં, અવધ પ્રભૂ ખુદ આપ ॥
યત્કિંચિત પણ કોઇને, શ્યાનો ત્યાં સંતાપ ॥ ૫૬

## છપ્પય

શ્યાંનો ત્યાં સંતાપ, સિદ્ધ જ્યાં જતી સહાયક ॥
શ્યાનો ત્યાં સંતાપ, નિત્ય જ્યાં છે કપિનાયક ॥
શ્યાનો ત્યાં સંતાપ, પ્રભૂનો છે જ્યાં પાયક ॥
શ્યાનો ત્યાં સંતાપ, લાલ વપુવાળો લાયક ॥
વળિ શ્યાનો ત્યાં સંતાપ જ્યાં, ભેરૂ શ્રી ભગવાનજી ॥
થઇ ચોકિયાત ચોકી કરે, મહાવીર હનમાનજી ॥ ૫૭

## પુનર્યથા

ત્રિવિધ તાપ તે વખત, કોઇને કદી ન વ્યાપે ॥
તકનાં તરૂ તમામ, અધિક મીઠાં ફળ આપે ॥
વ્યાકુળતાઇ વિહીન, બધે માગ્યા મેં વરષે ॥

રસ કસ આપે રસા, સધન ધન જન મન હરષે ॥
જીંદગિ પ્રલંબ ઉદ્યમ જડિત, તન્દુરસ્ત સુંદર તદા ॥
શ્રી રામ ભક્તિ રત સર્વ છે, પાત્ર પરમ ગતિનાં સદા ॥ ૫૮

પુનર્યથા

સપ્ત સિંધુ મેખલા, ભુમીના એક શ્યામ જે ॥
પણ પ્રભુતા તો તેજ, વિશ્વ વૈરાટ રામ જે ॥
હે વિહંગવર રાજ, વળી રામના રાજમાં ॥
એક પત્નિ પતિ વૃત્ત, કુશળ વ્હેવાર કાજમાં ॥
છે સહુ ઉદાર શ્રીરામના, રાજ તણી સુખ સંપદા ॥
ગણવા ન સમર્થ ગણેશને, શેષ ફેશ કે શારદા ॥ ૫૯

પુનર્યથા

દુખી ન કોઈ દરિદ્રિ, કોઇ નવ અબુધ કુલક્ષણ ॥
શુભ કરણીથી સદા, થાય રૈયતનું રક્ષણ ॥
સહુ ગુણજ્ઞ સહુ જ્ઞાનિ, કૃતજ્ઞ મહા ઉપકારી ॥
નિષ્કપટી નિર્દંભિ, વિમળ આચાર વિચારી ॥
શ્રી રામ રાજની હે ગરૂડ, સચરાચર શ્રષ્ટી મહીં ॥
ગુણ કર્મ શીલ કે કાળકૃત, પિડા કોઇને પણ નહીં ॥ ૬૦

દોહરો

યતિત્વભંજન કાવ્યમાં, દંડ યતીને હસ્ત ॥
રામચંદ્રના રાજમાં, અનિતી કેરો અસ્ત ॥ ૬૧

છપ્પય

મહદ મૃયાદા યુક્ત, રત્ન કાઢે રત્નાકર ॥

તરણી નિયમિત તપે, શિતળતા સહિત સુધાકર ॥
વાયૂ અનુકુળ વહે, કદી ધરણી નવ કાંપે ॥
અપ ગૃહનો નવ ઉદય, ચંચળા સીમ ન ચાંપે ॥
યજ્ઞો અસંખ્ય વિધિ વેદવત, થયા કરે છે સર્વ થળ ॥
સંતુષ્ટ રહે યાચક સદા, બહુ વિધિ પામી અર્થ બળ ૬૨

દોહરો

ત્રાસ નહીં તસ્કર તણો, કે વળિ પ્રલય કૃશાનુ ॥
રામચંદ્રના રાજમાં, યશ પ્રતાપ યુગ ભાનુ ॥ ૬૩

છપ્પય

આકાશી રવિ ઇન્દુ, અને આ અવધભાનુ યુગ ॥
થયો પરમ તે થકી, સત્ય જુગ સમ ત્રેતા જુગ ॥
એવે સમય અસત્ય, શોધિયું લાધે શ્યાંનું ॥
પછી પ્રજાને પાપ, કયું પીડે વળિ કયાંનુ ॥
ભાખે ભુશુંડિ સંવાદ જે, તુળશી સંત સમાજમાં ॥
છે એજ મુજબ સદ આચરણ, રામચંદ્રના રાજમાં ॥ ૬૪

પુનર્યથા

વેર વિહિન પશુ પક્ષિ, વાઘ બકરી સમ તૂલે ॥
રતૂ પ્રમાંણે રમ્ય, કુંજવન ફાલે ફૂલે ॥
નિર્ભય પ્રાણી માત્ર, કરે કલ્લોલ કુશળ રહિ ॥
શુભ વિધિવત સુખ લહે, ચિત્ત ચોખે રઘુવર ચહિ ॥
ખામી રહીત ગિરિથી ખુલે, નવિન વજ્રમણિના નિધી ॥
સર સરિત સજળ શોભે સદા, રામ રાજ્યમાં એ વિધી ॥ ૬૫

## પુનર્યથા

એ વિધિથી અનુરક્ત, રહે સંતુષ્ટ રામથી ॥
પ્રજા અવધની પરમ, તેજમય સુખ તમામથી ॥
સાનુકૂળ સહુ ઉપર, રામ અવધેશ રહે છે ॥
વળી પ્રજા વાત્સલ્ય, ભાવ ચિત ભલો ચહે છે ॥
સચ્ચિદાનંદ સાક્ષાત જ્યાં, સર્વોપરિ જગ સભ્ય છે ॥
એમાં શ્યાનું આશ્ચર્ય ત્યાં, સકળ પદાર્થ સુલભ્ય છે ॥ ૬૬

## દોહરો

કુલિશ વિશેષ કઠોર શું, કુસુમ મૃદુળ શું હોય ॥
ચિત ખગેશ રઘુનાથનું, કળી શકે શું કોય ॥ ૬૭
કાળકૂટ છે શૂં કટુક, સુધા મિષ્ટ શું હોય ॥
નજર અજબ રઘુનાથની, કળી શકે શું કોય ॥ ૬૮
ભવ્ય અજબ આજાનુભુજ, શોભિત શ્રીરઘુલાલ ॥
પાયમાલ કર દુષ્ટને, સજ્જનને કર ન્યાલ ॥ ૬૯
તેજપુંજ રઘુકુળ તિલક, નરહરિ સીતાનાથ ॥
ત્રિજગવિજેતા મુજ ત્રપા, હે રાઘવ તવ હાથ ॥ ૭૦

## છપ્પય

ધન્ય ધન્ય ધન એહ, જેહની આદ્ય× ગતી છે ॥

---

× દોહરો—ત્રિવિધ ગતી છે દ્રવ્યની, દાન ભોગ ને નાશ ॥
દાન ભોગ નવ થાય જો, ખરો નાશ તો ખાસ ॥ ૧
ભાવાર્થ—સુપાત્રને દાન, અગર પોતે ભોગવવું ન બને તો, દ્રવ્યની ત્રીજી નષ્ટ ગતી છે.

ધન્ય પુન્યરત ધીર, મહા પરિપકવ મતી છે ॥
ધન્ય ધન્ય નૃપ એહ, સુનીતી પ્રીય જેહને ॥
રામભક્ત અનુરકત, ધર્મ જન ધન્ય તેહને ॥
પતિવૃતા ધન્ય નારી પરમ, ધન્ય દેશ જયાં ગંગ છે ॥
એ સંગ ધન્ય કહિયે અહા, જન પ્રભુનો જે સંગ છે ॥ ૭૧

## પુનર્યથા

પડે કેમ ભવ કૂપ, જેહ પરમેશ્વર જાંણે ॥
પ્રશંશાય તે કેમ, ભજ્યો જે અંઠે ભાંણે ॥
પુન્ય વગર વળિ પરમ, કેમ પાવન જશ પાંમે ॥
પાપ વગર વળિ કેમ, જગતમાં અપજશ જાંમે ॥
શો લાભ અન્ય હરિભકિત સમ, ધર્મ અન્ય શ્યો સમ દયા ॥
શ્રીહરી વિમુખ સમ હાનિ શી, તામસ* સમ અધઠગ કયા

## પુનર્યથા

હોય ન તેને હાનિ, કુશળ જે પરહિત કામે ॥
નહિ દરિદ્ર તેહને, જેહ પારસમણિ પામે ॥
કુજશ ન થાય કદાપિ, સ્વકર સુકૃત્ય કર્યાથી ॥
રહે ન શંશય રંચ, યથારથ વિધિ સમજ્યાથી ॥
થળ ભળળ ભાંણ ઊગ્યા થકી, અંધારૂં અવટાય છે ॥
પ્રભુમાં નિમગ્ન થાતાં પરમ, તેજ હૃદય પ્રગટાય છે ॥ ૭૩

---

*દોહરો—દ્વૈત બુદ્ધિ વિણુ ક્રોધશો, તમ વિણુ શ્યાનું દ્વંદ ॥
શું શિવ સમ એ જીવ છે, ? ફસ્યો જેહ તમ ફંદ ॥ ૨

## પુનર્યથા

રહે કેમ અકલંકિ, કામિ પર દ્રોહિ નિશંકા ॥
રહે ગુપ્ત તે કેમ, દેશ વાગ્યો જે ડંકા ॥
રહે કેમ કરિ રૂપ, વસ્તુ આકૃતિ ત્રણસાંધ્યે ॥
રહે કેમ કરિ કર્મ, આત્મસ્થિતિમાં મન આંધ્યે ॥
પરત્રિયાગામિ ખળ સંગિની, સદબુદ્ધી શ્યાની રહે ॥
શું રહે રાજ અનિતીતણું, પાપ રહે શું પ્રભુ ચહે ॥ ૭૪

## દોહરો

વળી એમ એ થળ વિઘન, કરી શકે શૂં કોય ॥
રામભક્ત હિમ્મતહૃદય, હનુંમાન જયાં હોય ॥ ૭૫

## છપ્પય

શરદ ઈન્દુ સમ સ્વેત, બિરદ શ્યાં બરા વિનાનાં ॥
દ્રવ્ય વિના શ્યાં દાંન, ધાંન શ્યાં ધરા વિનાનાં ॥
રીઝણ શ્યાં રૂષણાં, વિપ્ર ધરસુત્ર વિનાનાં ॥
લાખેંણાં શ્યાં લાડ, પારણે પુત્ર વિનાનાં ॥
શી વચનસિદ્ધિ વ્યભિચારિમાં, બાવાંને શ્યા બંગલા ॥
સાચી ભકતી સુરવીરની, કરે બ્યંડ શૂં કંગલા ॥ ૭૬

## પુનર્યથા

શ્યાનાં મીઠાં દૂધ, બાખડી ભેંશ વિનાનાં ॥
શ્યાં ખેડૂનાં ભાત, ઘેબરી ઘેંશ વિનાનાં ॥
ગાયો વિણ ગાંદરાં, ગામ કેરાં શ્યાં ગણવાં ॥
ભંઠ ભર્યા ખેતરે, કર્ષણાં કયાંથી લંણવાં ॥

રોકડું હોય નાણું ભલે, વિના રામનું શું વધે ॥
શ્રીરામ ભજન વિણ સ્હેજમાં, લાભ શ્રેષ્ટ શ્યાનો લધે ॥ ૭૭

## દોહરા

પર્મ સુજ્ઞાનિ મુમુક્ષ પણ, ઇચ્છે ભકિત અનૂપ ॥
શાન્ત થવા નિજ હ્રદય સત, ચિદાનંદ ચિદ્રૂપ ॥ ૭૮
પામે જ્ઞાની મુક્ત પદ, ગહન જ્ઞાનનો ગેલ ॥
મુક્તી મળવા પાત્રને, ભક્તી સાધન સ્હેલ ॥ ૭૯
કવિવર તુળશીએ કહ્યો, ઉમા શંભુ સંવાદ ॥
ભક્તિ જ્ઞાનના ભેદનો, શ્રેષ્ટ સમર્પણ સ્વાદ ॥ ૮૦
કાગભુશુંડીને કહે, વૈનતેય એ વાત ॥
ભક્તિ જ્ઞાનમાં ભેદ શ્યો, તે વરણો હે તાત ॥ ૮૧

## છપ્પય

સુણી ગરૂડના શબ્દ, ભુશુંડી તાપસ ભાખે ॥
શ્રુતિ પુરાણ મત સંત, જથારથ જાંણી દાખે ॥
જાંણું હું ન જરાય, ભેદ જ્ઞાનને ભક્તિમાં ॥
ઉભય હરે ભવ ખેદ, રહ્યાથી એહ રક્તિમાં ॥
તો પણ મુનીશ તે ઉભયમાં, અલ્પ કૈંઇક અંતર કહે ॥
થઇ સાવધાન તે સાંભળો, વરણું નાથ વિહંગ હે ॥ ૮૨

## દોહરો

ભક્તીને માયા ઉભય, નારી વર્ગ સજાતિ ॥
શ્રીહરિ સનમુખ ભક્તિથી, માયા રે' શરમાતિ ॥ ૮૩

એ ડરથી નવ કરિ શકે, પોતાની પ્રભુતાઈ ॥
મુનિશે માયા જીતવા, ભક્તિ રામની ગાઇ ॥ ૮૪

## છપ્પય

કોણ જગત નિસ્પ્રેહિ, લોભ જેને નવ લાગ્યો ॥
કોને કંટક કહો, વસૂમદનો નવ લાગ્યો ॥
*સ્વમ્હોટાઇએ સપટ, કાન કોના નવ કાપ્યા ॥
વિષય વિકારે વળી, અયશ કોને નવ આપ્યા ॥
વિસ્તાર મોહ તિમિરે વળી, કોને અંધ કર્યા નહીં ॥
માયિક પદાર્થના મસ્તકે, કોણે ભાર ધર્યા નહીં ॥ ૮૫

## પુનર્યથા

ત્રષ્ણાએ ચાતુર્ય, કહો કોનું નવ પીધું ॥
ક્રોધ અગ્નિએ હૃદય, દગ્ધ કોનું નવ કીધું ॥
હઠ મમતાએ હીય, લપટિ કોને ન લડાવ્યો ॥
જોબનજ્વરે સજોર, કહો કોને ન બકાવ્યો ॥
વળિ કયા સખ્સને મત્સરે, ખંખેરી નાંખ્યો નહીં ॥
નવ ફશ્યું કોણ લલચાઇને, મહા પ્રબળ માયા મહીં ॥ ૮૬

## દોહરો

આ જગમાંહિ અપાર છે, માયાનો વિસ્તાર ॥
દયા પ્રભૂની હોય તો, બાધ ન કરે લગાર ॥ ૮૭

---

જુઓ ! પૃષ્ટ ૧૫, ગર્વિત દક્ષના ઉન્મત્ત મદની પુરતી માટે

યથા દોહરો

એવો મહા પ્રશંશનિય, જન્મ્યો કોણ જગત્ત ॥
* પ્રભુતા પોતે પામિને, થયો ન જે મદમત્ત । ૧

પ્રભુને પ્રભુજનને પ્રગટ, ચિત જે પ્રભુજન ચ્હાય ॥
એ પ્રભુજનપર અહર્નિશ, દયા પ્રભૂની થાય ॥ ૮૮

એવો પ્રભુજન આદ્ય છે, નિપુણ પ્રભંજનનંદ ॥
પ્રભૂ કૃપાનો પાત્ર જે, પ્રભુજન કેરો વંદ ॥ ૮૯

પ્રભૂ કૃપાને પામવા, સાધન ભક્તી સાચ ॥
પ્રભુની પાસે પ્રેમથી, જન પ્રભુનો થઇ જાય ॥ ૯૦

જ્ઞાન પ્રગટ થાવા તણો, અતિ મુશ્કેલ ઉપાય ॥
અને વિઘન આડાં ઘણાં, જ્ઞાન પંથમાં થાય ॥ ૯૧

કથવાથી શું થાય કંઈ, કથ્યું જાય નવ જ્ઞાન ॥
જાંણી શકે ન અજ્ઞ જન, શ્યાંણા જનની સાંન ॥ ૯૨

સુજ્ઞ પાત્ર સમજી શકે, સ્થીર થતાં નિજ સ્વાન્ત ॥
બ્રહ્મનિષ્ટ ગુરુ ગમ વડે, શુદ્ધ જ્ઞાન સિદ્ધાન્ત ॥ ૯૩

માયા હરિની મોહની, યાદ હૃદય હરિયાંન ॥
હે હરિભક્ત સુણો હવે, સહજ જ્ઞાનની સાંન ॥ ૯૪

છપ્પય

જાંણો નિર્મળ જીવ, અંશ ઇશ્વર અવિનાશી ॥
સ્વાભાવિક છે સદા, શ્રેષ્ટ ચેતન સુખરાસી ॥
માયાથી મુંઝાય, જેહ વપુ લઈને જૂઠી ॥
ગાગરમાં ગુચવાય, જેમ મર્કટ ભરિ મૂઠી ॥
મજબૂત પડેલી ગાંઠજે, જ્યાં જડને ચેતન તણી ॥
છે મિથ્યા પણ તે છોડવા, ત્યાં રહિ મુશ્કેલી ઘણી ॥ ૯૫

## પુનર્યથા

જુઓ જયારથી જીવ, સ્વતઃ બનિયો સંસારી ॥
દુસહ ત્યારથી દુઃખ, ભળ્યું તનને લઈ ભારી ॥
જડ ચેતનની જબર, ગાંઠ ગંઠાણી ગાઢી ॥
હૃદય મોહ નિશિ રહી, જાય શી રીતે કાઢી ॥
શ્રુતિ શાસ્ત્ર સિદ્ધ સંબોધમય, એના ગહન ઉપાય છે ॥
સંસ્કાર હોય સુધર્યા તણા, સુલભ તોજ તે થાય છે ॥ ૯૬

## છંદસવૈયા એકત્રીશા

સાત્વિક શ્રદ્ધા ધેનુ વસે મન, પ્રભૂ કૃપાથી જો સહ પ્રેમ ।
શ્રુતિ કહેલ આચાર વિચારો, જે જે જપ તપ સંયમ નેમ ।
તે તે ત્રણુ હરિયાળુ સંતત, ચરે ધ્યાંન સંયુત એ ધેંન ।
ભાવ વત્સથી પાંનો લાવી, થાય દૂઝવા લાયક એંન ॥ ૯૭

નિવૃતિતણું નોંજણું સાધન, દો'વા તણું પાત્ર વિશ્વાસ ।
સ્વચ્છ હૃદય અહીર દો'નારો, સબળ સુર્ત રાખણુ નિજદાસ ।
પર્મ ધર્મ પય દો'ઇ ઉકાળે, નિષ્કામાનળ વડે અદૂંણુ ।
શીતળ કરિ સંતોષ સમિરથી, જાંમણુ ભરે ધૈર્યતા ગૂંણુ ॥

એ દહિં દમ સુપાત્રમાં ભરિને, પછિ સુવિચાર રવૈયે પાસ ।
નિજ પ્રસન્નતા હસ્તવડે દઇ, સત્ય સુવાંણિ નેતરે ખાસ ।
મથિ કાઢે નિર્મળ પવિત્ર–સુંદર મૃદૂળ માંખણુ વૈરાગ ।
કર્મ શુભાશુભ કાષ્ટ વિષે–પ્રગટાવી પુર્ણ યોગમય આગ ॥

તેપર સુચિતા તાવણુથી પછિ, તાવે માંખણુને તે વાર ।
મમતા મળ બળિ જતાં રહે પછિ, નિર્મળ ઉચ્ચ જ્ઞાન પયસાર ।

શીળ બુદ્ધિથી ઘ્રત્ત શિળાવે, મુમુક્ષુનો સમજીને મર્મ ।
પછિ વિજ્ઞાન નિરૂપિણી બુદ્ધી, પામે વિમળ ઘ્રત્ત તે પર્મ ॥

ત્રિગુણ અવસ્થામય કપાસથી, કાઢી ત્રિગુણાત્મક પછિ તૂળ ।
તુરિયા તૂળ સુધારિ વણે પછિ, દીવટ દીવાને અનુકૂળ ।
જ્ઞાન ઘ્રત ભરિ ચિત્ત દિવામાં, પ્રગટે જોતી સ્વયંપ્રકાશ ।
માન મત્સરાદિક પતંગિયાં, તુર્તજ બળે જતાં તે પાસ ॥

સોહ્મસ્મિ વૃત્તી અખંડ વર, દીપ શિખા જગમગ દિવ્યંશ ।
આત્મા અનુભવ સુખ સ્વપ્રકાશિત, કરે ભેદિ ભ્રમનો વિધ્વંશ ।
મટે અપાર મોહ આદીતમ, પ્રબળ અવિદ્યાનો પરિવાર ।
આવિ પ્રકાશ પાસનિજબુદ્ધી, ગૃહી ગાંઠ છોડે તે વાર ॥

ગાંઠ છૂટવા પામે ત્યારે, તુર્તજ જીવ કૃતારથ થાય ।
છુટી ગૃંથિ જાંણીને માયા, વિઘન નાખવા કરે ઉપાય ।
રિદ્ધિ સિદ્ધિ પ્રેરે બુદ્ધીને, લાભ થકી લલચાવા કાજ ।
દીપ બુઝાવે પવન અંચળે, સજી છળબળ કળ કેરો સાજ ॥

બુદ્ધી પરમસયાણિ હોય તો, તે તર્ફે નવ જુવે જરાય ।
બચવા પામે માયાથી તો, અન્ય ઉપાધી ઊભી થાય ।
વિવિધ ઇન્દ્રિઓ દ્વાર ઝરૂખે, થાણાં થાપી બેઠા સૂર ।
દ્વાર ઉઘાડાં મુકે આવવા, વાયૂ વિષય વાસના પૂર ॥

જતાં પ્રભંજન નિજ ઉર ગૃહમાં, ઓલવાય દીપક વિજ્ઞાન ।
મટે પ્રકાશ ગાંઠ નવ છૂટે, અને બને બુદ્ધી બેભાંન ।
સદા ભોગ આશક્ત કરણુ-સુરગણને જ્ઞાન ગમે ન જરાય ।
વિહ્વળ થઇ મતિ વિષયવડે પછિ, જ્ઞાનદીપશ્યાનો પ્રગટાય ॥

તેથી જીવ જગતમાં ત્યારે, પામે વિવિધ પ્રકારે ક્લેશ ।
દુસ્તર હરિમાયાનો દરિયો, શી રીતે તરવો સવિશેષ ।
જ્ઞાન ખડગ છે ચોધારૂં તે, સૂરવીરજનથી સવરાય ।
પંથ થાય નિર્વિઘ્નપણે તો, જોતી બ્રહ્મ વિષે જવરાય ।। ૧૦૬

## છપ્પય

કઠણ જ્ઞાનનું કથન, કઠણ વળિ જ્ઞાન સમજવું ।।
વળિ જ્ઞાનનું વિશેષ, કઠણ છે સાધન સજવું ।।
ધારણ કરવી હૃદય, કઠણ છે જ્ઞાન તણી હદ ।।
કઠણ જ્ઞાનનો પંથ, કઠણ કૈવલ્ય પરમ પદ ।।
જો થાય ઘુંણાક્ષર ન્યાયતો, પણ વિઘ્નો તો છે ઘણાં ।।
પારાંગત તેથી થાય જે, તેનાં લઈયે વારણાં ।। ૧૦૭

## -છંદ સવૈયા-

જોતાં જડે જવલ્લે જ્ઞાની, પરિબ્રહ્મ નારાયણ રૂપ ।।
નથી બોલવાપણું તેહને, સમજી રહે સર્વદા ચૂપ ।।
એ મુમુક્ષનો સખા મોક્ષ જે, રામભક્તિનો તે થઈ દાસ ।।
અન ઇચ્છિત પોતાની મેળે, આવે રામભક્તની પાસ ।।૧૦૮

ક્રોડ પ્રકારે યત્ન કર્યે પણ, થળ વિણ જળ ઠરિ શકે ન જેમ ।।
રહિ ન શકે સુખ મોક્ષ કયાંય પણ, રામભકિતને છાંડી એમ ।।
સમજી એમ સુજ્ઞ હરિભકતો, મુકિત નિરાદરિ ચાહે ભકિત ।।
ભકિત કર્યે વિણ યત્ન પ્રયાસે, ટળે અવિદ્યા કેરી શકિત ।।

## છપ્પય

ભવસાગર ન તરાય, ભાવ સેવક વિણ સેવા ॥
ભજીયે પ્રભુનું નામ, લાભ અક્ષય સુખ લેવા ॥
સ્વામી રામ સમર્થ, સત્ય માંન્યા હનમાને ॥
જેને જગમાં જુઓ, સ્નેહથી સહુ સનમાને ॥
જે રમિ રહેલ જગ સર્વમાં, જે સમ કોઈ ન અન્ય છે ॥
એવા સમર્થ શ્રી રામને, ભજે તેહને ધન્ય છે ॥ ૧૧૦

## દોહરા

રામભકિત ચિન્તામણી, દીપક ધર મુખદ્વાર ॥
ઉર પ્રકાશ કરવા અટળ, આ તન ઉપર અપાર ॥ ૧૧૧
સ્વયં પ્રકાશિત જે સદા, રામ ભક્તિ મણિદીપ ॥
અહો ભાગ્ય છે એહનું, છે જેહને સમીપ ॥ ૧૧૨
રહે રામ તેને હૃદય, ક્ષમ્યમુર્તિ કર ક્ષેમ ॥
છે જેના પર સર્વદા, પવન.પુત્રનો પ્રેમ ॥ ૧૧૩
નામ રામ સહ નેહથી, જપું સદા જેસંગ ॥
અનુકુળ મુજપર આપશ્રી, રહો વીર બજરંગ ॥ ૧૧૪
સ્વામી સેવક હિત સજો, હે ? રાઘવ હનમાંન ॥
આપતણું આનંદથી, ગાઉઁ નિત્ય ગુણ ગાંન ॥ ૧૧૫
રામ અને બજરંગની, મુજ ઊપર થઇ મ્હેર ॥
શુદ્ધ હૃદયના સ્નેહથી, લખી સરસ આ લ્હેર ॥ ૧૧૬

લાભ પ્રદાયક લક્ષમાં, લેશે જે આ લ્હેર ॥
તે પર રઘુવર સહ થશે, મહાવીરની મ્હેર ॥ ૧૧૭

ઓગણિસો ચોરાસિએ, અશ્વિન ઉજ્વળ પક્ષ ॥
લ્હેર અંજનીલાલની, પૂરણ કરી પ્રત્તક્ષ ॥ ૧૧૮

અષ્ટ ભાગનો પુર્ણ આ, પ્રગટયો ગ્રંથ પ્રકાશ ॥
મનષા થઇ સાફલ્ય મુજ, ખંત સહિતની ખાસ ॥ ૧૧૯

## આશ્રય દાતાના ઉપકાર માટે
## શુભાશિષ દોહરા

તખત પોરબંદર થકી, આશ્રય મળ્યો ઉદાર ॥
નટવરસિંહ નરેન્દ્રનો, એ મ્હોટો ઉપકાર ॥ ૧૨૦

જીવો ! પાળક જેઠવો, પરમારથનો પંથ ॥
ગુણિ નૃપ નટવરસિંહ ગુણ, ગણી પ્રકાશ્યો ગ્રંથ ॥ ૧૨૧

કર્મ ધર્મ અંકિત કુશળ, સુયશ કિરિટ છે શીશ ॥
નટવરસિંહ નરેન્દ્રની, જય કરજો જગદીશ ॥ ૧૨૨

પુન્યતણું ફળ પુત્રસુખ, મિષ્ટ સુમ્હોટે માપ ॥
નટવરસિંહ નરેન્દ્રને, આપો હે પ્રભુ ! આપ ॥ ૧૨૩

સત્ય જત્ય વૃત શુભ સદા, પૂરણ દાન પ્રમાણ
નટવરસિંહ નરેન્દ્રનું, કરો પ્રભૂ કલ્યાંણ ॥ ૧૨૪

ઇત્યોમ્ શાન્તી શાન્તી શાન્તી

## શ્રી મહાવીર સુયશમાળાનો

# ઉપોદ્‌ઘાત.

સ્વસંકલ્પસિદ્ધ સંસાર વ્યવહારાદિકના ધર્મપરત્વે, સદ્‌કર્મસિદ્ધિ સારૂ મનુષ્ય માત્રને, ઇષ્ટ ઉપાસનાની આવશ્યકતા હોઇ, અમુક મનુષ્ય પોતાનો સદ્‌ભાવ ઇષ્ટ આરાધનરૂપ ઉપાસનામાં આરોપણ કરે તો અવશ્ય કાર્યસિદ્ધિ થયા સિવાય રહેતી નથી.

ઉપરોક્ત ઉપાસના સવિવેક સત્ય સ્નેહવાળી મહાન પ્રબળ અને શુદ્ધ સત્વગુણી દેવકોટીની હોવી જોઇયે, અને તે સંસ્કાર સિવાય પ્રાપ્ત થવી મુશ્કેલ છે.

સુકાર્યસિદ્ધી નિમિત્તે અધિષ્ઠાતા દેવની અને મુમુક્ષતા માટે દેવાધિપદેવ શ્રી પરિબ્રહ્મ નારાયણની ઉપાસના અડગ શ્રદ્ધા પુર્વક હરેક સુજ્ઞ સજ્જનના હૃદયમાં હોવીજ જોઇયે.

તે પ્રમાણુ સિદ્ધ હકીકત સમજીને મેં પણ સ્વધર્મની સુકાર્ય સિદ્ધી નિમિત્તે મારો હાર્દિક પ્રેમ ચારે જુગમાં ચીરંજીવ રહેનાર મહાવીર શ્રી હનુમાનજીમાં આરોપણ કર્યો હોઇ તેઓશ્રીના નામથી અંકિત થયેલી શ્રી રામચંદ્ર ભગવાનના સુચરિત્રયુક્ત સુયશમાળા શુદ્ધ શ્રદ્ધાવડે સૂજી છે, કે જેમાં મહાત્મા કવિ શ્રી તુલસીદાસજી વિરચિત્ રામાયણ કિષ્કિંધા કાંડથી લંકા કાંડ અર્ધ સુધીની હકીકતનો સારાંશ કે જે શ્રી હનુમાનજીના પરમ પરાક્રમરૂપ

તથા શ્રી રામચંદ્રજીના સદ્‌ગુણગ્રામરૂપ હોઇ ગુર્જર કાવ્ય-દોહરા અને છપ્પય છંદોમાં વર્ણવેલ છે.

વિશેષેમાળા સુત્ર સહીત એકથી એક એમ જોડાયેલા ૧૦૮ મણકાવાળી અને તદ્‌ઉપરાન્ત મણકાઓને સાચવી રાખનાર ૧૦૯ મેરૂ હોય છે તે પ્રમાણે આ શ્રી મહાવીર સુયશમાળામાં પણ એકથી એક અનુસંધાન થયેલા દોહરા અને છપ્પય રૂપી મણકા મેરૂ સહીત હોઇ તે તમામ શ્રી રામચંદ્ર ભગવાનના સદ્‌ગુણગ્રામ (સુત્ર) અને શ્રી મહાવીર હનુમાનજીના પ્રાક્રમ ગુણગ્રામ (સુત્ર) સહીત છે, વળી તે સુયશમાળા શરૂઆતમાં પ્રયોજન અને છેવટે મહત્વાદિકના ચાર ચાર દોહરાઓની વચ્ચે ગોઠવવામાં આવી છે.

શ્રી હનુમાનજી શ્રી રામચંદ્ર ભગવાનના અનન્ય ભક્ત હોઇ શ્રી રામકથામાં તેઓશ્રીનું મુખ્ય સ્થાન છે, શ્રી હનુ-માનજીએ શ્રીરામચંદ્રજીની અનહદ સેવા પુર્ણ પ્રેમ પુર્વક ઉઠાવેલી હોઇ શ્રીરામચંદ્રજીએ પરમ પ્રસન્નપણે શ્રી હનુ-માનજીને ઇચ્છિત વરદાનો આપી ચીરંજીવી બનાવ્યા છે. તેમજ જનકનંદની શ્રી સતી સીતાજીએ પણ પ્રસન્ન વદને ઇચ્છિત વરદાનો આપ્યાં છે.

શ્રી હનુમાનજી રક્તવર્ણ વાળા હોઇ સ્વામીના કાર્ય-માં સ્નેહ ધરાવનારા હતા, તેથીજ તેઓશ્રીને પરાપુર્વથી રક્તવર્ણું સિંદુર તથા સ્નેહ કહેતાં તેલ ચડાવવાનું મહા-ત્મ ચાલ્યું આવે છે એ બેઉ વાનાં શ્રીરામચંદ્રજીના પ્રત્યે વિવેકવાળા પ્રેમનાં ચીન્હ છે. અમસ્તું તેલ સિંદુર ચડાવી પ્રતિમાને સ્નિગ્ધ તથા મ્લાન બનાવવવાથી શ્યો અર્થ સરે

તેમ છે? પરંતુ સ્વામી તથા સેવક એ બેઉને રિઝવવા સારૂ રક્તવર્ણા પ્રેમનીજ જરૂર છે એની સાથે એ પણ ખ્યાલ રાખવાની જરૂર છે કે ધારણ કરેલો પ્રેમ વિવેકશુન્ય ન હોવો જોઇએ કારણ કે વિવેકશુન્ય પ્રેમ સ્વકાર્ય સિદ્ધ નિશ્ચળાનંદ પ્રાપ્ત કરાવતો નથી.

તેલ સિંદુર ચડાવનારા ભાવિકો એ પ્રતિમા ચીકણી અને મેલવાળી ન બને એવી માવજતથી ભાવાર્થ સમજીનેજ તેલ સિંદુર શ્રી હનુમાનજીને ચડાવવું ઉચિત્ છે સ્વકાર્યસિદ્ધી અર્થે પરમ ઉપાસનારૂપ આ શ્રી મહાવીર સુયશમાળા વિવેકવાળા પ્રેમયુક્ત સ્વાધ્યયન સારૂ તથા સ્વામી સેવક અને સેવા ધર્મ સમજવા સારૂ ખાસ હૃદયના પ્રોત્સાહનથી રચવામાં આવેલી હોઈ એ ઉક્તમાળાનું વર્ણન વાંચવા સાંભળવાથી સ્વસનમુખે યતિ-ત્વનું આદર્શ ખડું થઇ એમાં જણાઈ આવશે કે બ્રહ્મચ-ર્યનો શું પ્રતાપ છે? અને એ બ્રહ્મચર્ય કેવાં કેવાં અદ્ભુત પ્રાક્રમો કરે છે વિગેરે વિગેરે ખરો ખ્યાલ થયા સિવાય રહેશે નહીં.

વિશેષે શ્રી મહાવીર સુયશમાળાના પઠનપાઠન અને શ્રવણ મનન તથા નિદિધ્યાસન વડે સુફલિત પદાર્થની પ્રાપ્તિ થવી એ સંભવિત વાત છે, પરંતુ હૃદયનો સિદ્ધ સંકલ્પ હોવો જોઇયે કારણ કે મનુષ્ય માત્રને સિદ્ધ સંકલ્પજ ફળિત થાય છે.

ઉત્તમોત્તમ કવિવર્ય મહાત્મા શ્રી તુલસીદાસજીના કથનાનુસાર કળાય છે કે શ્રી મહાવીરનાં અદ્ભુત

પ્રાકૃમો વિશાળ વૈરાટ સ્વરૂપ હોઈ માનુષી દષ્ટીથી પર છે. છતાં એઓશ્રીની કૃપારૂપ જે પ્રેરણા મારા હૃદયમાં પ્રેરાઇ તેને અનુસરી શ્રી રામકથાનું સારાંશ પ્રમાણ સંગૃહી આ સુયશમાળામાં જેટલો સમાવેશ થઈ શકયો તેટલો સમાવેશ મેં સદ્મત્યાનુસાર કાવ્યરૂપે કરેલ હોઈ સુજ્ઞ સજ્જનો ભૂલચૂક માટે ક્ષમા ધારણ કરશે એમ ઇચ્છું છું.

તે પછી બાકી રહેલી હકીકત સારાંશરૂપ શ્રીરામકથાની આ સુયશમાળાની શૈલી પ્રમાણેજ આ માળાથી અતિરિક્ત શ્રી મહાવીર મોજ મુકતાવળીમાં વર્ણવી છે, અને તેમાં શ્રી મહાવીર હનુમાનજીનાં સુચરિત્રો સાથે શ્રી રામરાજ નૈતિક હકીકત અને ભક્તી તથા જ્ઞાનદીપક વિગેરે વિગેરે વર્ણનો વર્ણવ્યાં છે.

ઇત્યોમ્ શાન્તી શાન્તી શાન્તી.

સં. ૧૯૮૪<br>પુરૂષોત્તમ પુર્ણિમા<br>મહેસાણા.

લી. જીજ્ઞાસૂ.<br>**જયસિંહ કવિ.**



# શુદ્ધિપત્ર.

| પૃષ્ઠ | પંક્તી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૨ | ૧૯ | સબંધ | પ્રબંધ |
| ૩ | ૧૬ | હ્યદય | હૃદય |
| ૪ | ૩ | ઉક્તિ | ઉકતી |
| ૬ | ૩ | હ્યદય | હૃદય |
| ૭ | ૪ | રોમાર્ચ્ચિત | રોમાઞ્ચિત |
| ૧૧ | ૧૪ | વિશેષ | વિશેષે |
| ૧૩ | ૧૯ | અધ | અધ |
| ૧૬ | ૨૧ | જાણી | ગણી |
| ૨૨ | ૪ | આશતોષ | આશુતોષ |
| ૨૩ | ૭ | ૦ | "છપ્પય" |
| ૨૪ | ૧૯ | અધિધ | અધિપ |
| ૨૮ | ૬ | ચર્વ | સર્વ |
| ૩૧ | ૩૧ | અવલકુવારી | અવલકુંવારી |
| ૩૪ | ૧૬ | ઘડિ | ઘડિ |
| ૩૫ | ૧૨ | કપિત | કંપિત |
| ૩૬ | ૧૫ | દુદુભી | દુંદુભી |
| ૪૧ | ૫ | બેલે | બોલે |
| ૪૨ | ૧૭ | ટાયો | થયો |
| ૪૭ | ૧૦ | પંક્તિ | પંક્તિ |
| ૪૮ | ૧૦ | સચર્યા | સંચર્યા |
| ૪૯ | ૧૨ | પ્રમટ | પ્રગટ |

| પૃષ્ઠ | પંક્તી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૫૧ | ૪ | છપ્પય | દોહરા |
| ૫૫ | ૮ | કિચિત્ત | કિંચિત્ત |
| ૫૬ | ૧૭ | હર્ષિત | હર્ષિંત |
| ૬૧ | ૧૩ | તહ્મારૂં | તહ્મારૂં |
| ૬૩ | ૧૪ | દુર્લ્લહ | દુલ્લહ |
| ૭૦ | ૧ | પહિશાનિ | પહિચાનિ |
| ૭૩ | ૧૮ | સધાન | સંધાન |
| ૭૯ | ૭ | વદેઉ | વંદેઉ |
| ૮૦ | ૪ | લાલક | બાલક |
| ૮૦ | ૧૫ | ૦ | "સત્ય નૃપ વચન" |
| ૧૦૦ | ૪ | મહિમ | મહિપ |
| ૧૦૫ | ૨ | ભકૃટિ | ભૃકૃટિ |
| ૧૦૫ | ૧૧ | ગહ | યહ |
| ૧૦૫ | ૧૯ | ૦ | દોહરા |
| ૧૧૧ | ૨૦ | સે | સેં |
| ૧૧૪ | ૨ | મિલ | મિલે |
| ૧૩૬ | ૧૦ | શ્રષ્ટ | શ્રેષ્ટ |
| ૧૪૨ | ૭ | બંધ | બંધૂ |
| ૧૬૪ | ૨૩ | વંનાત્ | વંદનાત્ |
| ૧૮૦ | ૬ | સવ | સર્વ |
| ૧૮૮ | ૧૬ | આનુજ | સ્રાનુજ |